### સુભાષિત એટલે મંત્ર બનેલા અક્ષરોનો ચમત્કાર !

સુભાષિત એટલે સારી રીતે બોલાયેલી વાણી – સુવાક્ય, સુવચન, સૂત્ર કે મંત્ર; અસંખ્ય વર્ષોના અનુભવનો અર્ક એમાં સંઘરાયેલો હોય છે; એ અર્કની એમાં સુગંધ હોય છે. તેથી એ કેવળ સુ-ભાષિત નથી, સુવાસિત પણ છે અને સુ-સ્થાપિત પણ છે.

આપણાં પ્રાચીન મહાકાવ્યો રામાયણ અને મહાભારત આવાં સુભાષિતોથી ભરપૂર છે. દુર્યોધનની માતા ગાંધારીનું વેણ 'यतो धर्मः ततो जयः ।' અને શ્રીરામના ઉદ્‌ગાર 'जननी जन्मभूमिश्च स्वर्गादपि गरीयसी ।' – એ ચિરકાળનાં સુભાષિત છે. એથીય પ્રાચીનકાળમાં ડોકિયું કરીએ તો વેદ-ઉપનિષદમાં સુભાષિતોનો પાર નથી. ત્યાં એને મંત્ર કહે છે.

એક સુભાષિતમાં કહે છે કે પૃથ્વી પર ત્રણ રત્નો એવાં છે જેના વિના જિવાય નહિ. એવું એક રત્ન તે હવા, બીજું રત્ન તે અન્ન અને ત્રીજું રત્ન તે સુભાષિત. સુભાષિતનું આ માહાત્મ્ય છે.

સંસ્કૃત ભાષા આવાં સુભાષિતોની ખાણ છે. અસંખ્ય સુભાષિતો એવાં છે જે કોણે રચ્યાં ને ક્યારે રચ્યાં તે કોઈ જાણતું નથી, પણ તેની હસ્તી સદીઓથી ભારતીય પ્રજાના કલેવરને ઘડતી રહી છે. સુભાષિતોમાં આવું સામર્થ્ય છે.

સુભાષિત તીરની પેઠે લક્ષ્યને ભેદે છે. દુઃખમાં તે આશ્વાસક બને છે અને સુખમાં સ્વસ્થ રહેતાં શીખવે છે. ટૂંકમાં સુભાષિત માનવીની જીવનયાત્રાનું પાથેય બની રહે છે.

તરુણ રવિનાં પહેલાં કિરણો પડતાં જેમ અંધકારનો કાળો પડદો તુર્ત ખસી જાય છે અને માનવીની નહિ દેખતી આંખ દેખતી થઈ જાય છે, તેમ તરુણ રવિનાં કિરણ જેવાં સુભાષિતો માનવીના સંસારવ્યવહારના પથનો અંધકાર દૂર કરી એને પ્રકાશિત અને સુવાસિત કરી દે છે.

ટૂંકમાં સુભાષિત એ મંત્ર બનેલા અક્ષરોનો ચમત્કાર છે.

વેદ-ઉપનિષદ, પુરાણો, સ્મૃતિઓ અને કાલિદાસ, ભવભૂતિ, ભાસ, ભર્તૃહરિ વગેરે કવિઓની રચનાઓમાંથી વીણીને સાડી પાંચસો જેટલાં અને બીજાં મળીને કુલ સાડી સાતસો જેટલાં સુભાષિતો આ 'સુભાષિત-સંહિતા'માં સમાવિષ્ટ છે. હરેક વાચકને આમાંથી પોતાની રુચિને સંતોષે તેવાં સુભાષિતો મળી રહેશે એ નિઃસંશય છે.

રવિ-રશ્મિનો સ્પર્શ થાય કે હટી જાય અંધાર,<br>
સુભાષિત-સુવાસ થકી છે સુવાસિત સંસાર !

# સુભાષિત-સંહિતા



- રમણલાલ સોની

**SUBHASHIT SAMHITA :** A collection of blessed Verses of ancient Samskrit Literature in Gujarati, by Ramanlal Soni, published by Smt. Ramila S. Nisar, Mumbai. First edition, 1999.


સુતરીયા હાઉસ, ત્રીજો માળ,
ભાઈકાકાભવન પાસે, અમદાવાદ-૬
✆ ૬૪૬૦૨૨૫

*પ્રકાશક :*
**સૌ૦ રમીલા સતીશચંદ્ર નીસર**
**સૌ૦ કેતકી કાન્તિલાલ નીસર**
૫૪, સ્વસ્તિક સોસાયટી, ચોથો રસ્તો,
જુહુ સ્કીમ, વિલે પાર્લા (પશ્ચિમ)
મુંબઈ ૪૦૦૦૫૬ ✻ ✆ ૬૧૪૨૫૮૧

પ્રથમ આવૃત્તિ : ૧૫-૮-૧૯૯૯
પૃષ્ઠ સંખ્યા : ૧૬ + ૯૬
મૂલ્ય : રૂ. ૭૦.૦૦

*ટાઈપસેટિંગ :*
**ઇમ્પ્રેશન્સ**
ગાંધીરોડ, જુમ્મા મસ્જિદ સામે,
અમદાવાદ-૩૮૦ ૦૦૧

*મુદ્રક :*
**ભગવતી ઓફસેટ**
૧૫/સી, બંસીધર એસ્ટેટ, બારડોલપુરા,
અમદાવાદ-૩૮૦ ૦૦૪.

## આ ગ્રંથના પ્રેરણાદાતા પ્રોત્સાહકો

૧. સ્વ. શ્રી કુંવરજી કરમશી તાડપત્રીવાળા વતી શ્રી હીરજીભાઈ કુંવરજી નીસર (બાબુભાઈ તાડપત્રીવાળા), મુ. નાગ્રેચા (કચ્છ)
૨. સ્વ. માતુશ્રી હીરબાઈ વેરશી વતી શ્રી લક્ષ્મીચંદભાઈ વેરશીભાઈ નીસર, મુંબઈ તથા મુ. કોટડા (રોહા) કચ્છ
૩. રંભાબહેન બાલચંદભાઈ વોરા ચેરિટેબલ ટ્રસ્ટ વતી શ્રી સુરેશભાઈ બાલચંદભાઈ વોરા, મુંબઈ ૬
૪. શારદાબહેન કાન્તિલાલ વખારિયા ચેરિટેબલ ટ્રસ્ટ વતી શ્રી પ્રદીપભાઈ કાન્તિલાલ વખારિયા, મુંબઈ ૬.
૫. શ્રી ત્રિકમભાઈ મોહનભાઈ જોશી 'સ્વજન', મુંબઈ-૫૬.
૬. શ્રી પ્રવીણભાઈ હિંમતલાલ સંઘવી, વિલે પાર્લા (પૂર્વ), મુંબઈ-૫૭
૭. શ્રી વ્રજલાલભાઈ એન. મહેતા, વિલેપાર્લા (પશ્ચિમ), મુંબઈ-૫૬.
૮. શ્રી હિંમતભાઈ મલકાન, માટુંગા, મુંબઈ-૧૯.
૯. શ્રી પ્રદીપભાઈ ઇન્દુલાલ શાહ, ઘાટકોપર (પૂર્વ), મુંબઈ-૭૭
૧૦. ડૉ. રૂપલબહેન અને ડૉ. સુનીલભાઈ શાહ, મલાડ (પશ્ચિમ), મુંબઈ-૬૪.
૧૧. શ્રી મફતભાઈ ભીખાભાઈ શાહ, ખેતવાડી, મુંબઈ-૪.
૧૨. શ્રી નવીનભાઈ સુતરીઆ, વાલકેશ્વર, મુંબઈ-૬.
૧૩. શ્રી કનકસિંહભાઈ આસર, સોલિસિટર, ફોર્ટ, મુંબઈ-૨૩
૧૪. શ્રી હરિપ્રસાદ ટી. વડોદરિયા (શ્રી કનુભાઈ), ફોર્ટ, મુંબઈ-૨૩
૧૫. શ્રી રાજેન્દ્રભાઈ ચીમનલાલ શાહ, વાલકેશ્વર, મુંબઈ-૬.
૧૬. શ્રી હિંમતભાઈ સી. તુનારા, ફોર્ટ, મુંબઈ-૨૩.
૧૭. શ્રી રાજેન્દ્રભાઈ અંબાલાલ ઝવેરી, વિલે પાર્લા (પશ્ચિમ), મુંબઈ-૫૬.
૧૮. શ્રીમતી સુધાબહેન અને ડૉ. વીરેન્દ્રભાઈ ગાંધી, વિલે પાર્લા (પશ્ચિમ), મુંબઈ-૫૬.
૧૯. શ્રી નાનાલાલ બેચરદાસ સોની, અમદાવાદ.

## સુભાષિત—મંત્ર રૂપ અક્ષરોનો ચમત્કાર

સુભાષિત એટલે સારી રીતે બોલાયેલી વાણી – સુવાક્ય, સુવચન, સૂત્ર કે મંત્ર. અસંખ્ય વર્ષોના અનુભવનો અર્ક એમાં સમાવાયેલો હોય છે. એ અર્કની એમાં સુગંધ હોય છે, તેથી એ કેવળ સુ-ભાષિત નથી, સુ–વાસિત પણ છે, સુ–સ્થાપિત પણ છે.

આપણાં પ્રાચીન મહાકાવ્યો રામાયણ અને મહાભારત, આવાં સુભાષિતોથી ભરપૂર છે. દુર્યોધનની માતા ગાંધારીનું વેણ 'यतो धर्मः ततो जयः' સર્વ દેશ અને સર્વ કાળનું પરમ સુભાષિત છે. તેવી રીતે રામાયણમાં રામનું વેણ 'जननी जन्मभूमिश्च स्वर्गादपि गरीयसी માતા ને માતૃભૂમિ તો સ્વર્ગથી ય અધિક છે.' ચિરકાલનું સુભાષિત છે. એથી ય પ્રાચીન કાળમાં ડોકિયું કરીએ તો વેદ-ઉપનિષદાદિમાં સુભાષિતોનો પાર નથી. ત્યાં એને મંત્ર કહે છે. મનન કરવા યોગ્ય તે મંત્ર. माता भूमिः पुत्रोऽहम् पृथिव्याः । चरन् वै मधु विन्दति । संगच्छध्वम् संवदध्वम् । मित्रस्य चक्षुषा समीक्षामहे । सत्यम् वै चक्षुः । सत्यमेव जयते नानृतम् । अहं ब्रह्मास्मि । यथा कर्म यथा श्रुतम् । पूर्णमदः पूर्णमिदम् । तद् दूरे तद् वन्तिके । ईशावास्यम् इदम् सर्वम् । श्रद्धया देयम् । मातृदेवो भव, पितृदेवो भव, आचार्यदेवो भव, अतिथिदेवो भव । अन्नम् बहु कुर्वीत । વગેરે અસંખ્ય મંત્રો જાણીતા છે.

તુલસીદાસ, કબીર, દાદૂ દયાલ વગેરે મધ્યયુગી ભક્તકવિઓની વાણી આજે ઘેરઘેર ગૂંજે છે અને ભારતીય સંસ્કૃતિનો ચિરકાળનો વારસો બની ચૂકી છે.

સંસ્કૃત ભાષા આવાં સુભાષિતોની ખાણ છે. અસંખ્ય સુભાષિતો એવાં છે જે કોણે રચ્યાં ને ક્યારે રચાયાં તે કોઈ જાણતું નથી, પણ તેની હસ્તી ભારતીય પ્રજાના ક્લેવરને ઘડતી રહી છે. સુભાષિતોમાં આ સામર્થ્ય છે. તેથી તો એક સુભાષિતમાં કહે છે કે અસત્ શબ્દ ગમે એટલો મોટેથી ઉચ્ચારો, તોય એનો પડઘો શમી જશે, પણ સુભાષિત ખૂબ જ મંદ સ્વરે બોલાશે તોયે ચિત્તને પ્રકાશિત કરશે. સુભાષિત માનવીના અંતઃકરણનો અવાજ છે, એ જીવનયાત્રાનું પાથેય છે; એ સત્ છે. અસત્ બરાડીને રહી જશે, પણ સત્ મંદ સ્વરે એનું



કામ કરતું રહેશે.

તરુણ રવિનાં પહેલાં કિરણો પડતાં જેમ અંધકારનો કાળો પડદો ખસી જાય છે અને માનવીની નહિ દેખતી આંખ દેખતી થઈ જાય છે. તેમ તરુણ રવિનાં કિરણો જેવાં સુભાષિતો માનવીના સંસાર-વ્યવહારના પથનો અંધકાર દૂર કરી એને સુ-પ્રકાશિત અને સુ–વાસિત કરી દે છે.

***રવિ-રશ્મિનો સ્પર્શ થાય કે હટી જાય અંધાર,***
***સુભાષિત-સુવાસ થકી છે સુવાસિત સંસાર !***

એક સંસ્કૃત સુભાષિતમાં કહે છે કે આ સંસાર વિષવૃક્ષ સમો છે; તેમાં વિષની કમી નથી, પણ આ વૃક્ષ વિષની સાથે બે મિષ્ટ ફળ પણ આપે છે. તે બે મિષ્ટ ફળમાં એક તે આ સુભાષિત અને બીજું તે સત્સંગ !

આવું જ એક બીજું સુભાષિત છે. તેમાં કહે છે કે દ્રાક્ષમાં રસ છે, સાકરમાં રસ છે, અને અમૃતમાં પણ રસ-માધુર્ય છે, પરંતુ સુભાષિતમાં જે રસમાધુર્ય છે તે આ ત્રણે કરતાં ચડી જાય. એકવાર આ બધાં રસ-માધુર્ય વચ્ચે હરીફાઈ થઈ, તેમાં સુભાષિતના રસ-માધુર્ય આગળ બીજાં ત્રણે રસ-માધુર્ય હારી ગયાં – એવાં કે દ્રાક્ષનું મોં કરમાઈ ગયું, સાકર ગાંગડો બની ગઈ અને અમૃત તો એવું છોભીલું પડી ગયું કે આ પૃથ્વી પરથી ભાગી એ સ્વર્ગમાં સંતાઈ ગયું !

વળી એક સુભાષિતમાં કહે છે કે પૃથ્વી પર ત્રણ રત્નો એવાં છે જેના વિના જીવાય નહિ; એક રત્ન તે હવા, બીજું રત્ન તે અન્ન અને ત્રીજું રત્ન તે સુભાષિત. આમ કવિ સુભાષિતને, જેના વગર માણસ જીવી જ ન શકે એવાં હવા અને અન્નની કક્ષામાં મૂકે છે. અર્થાત્ જીવવા માટે જેટલાં હવા અને અન્ન અનિવાર્ય, તેટલું જ સુભાષિત પણ અનિવાર્ય.

સુભાષિત તો આપણો મહામૂલો વારસો છે, પણ આજે એ ભુલાતો જાય છે. તેવે વખતે સુભાષિતને લોકપ્રિય બનાવવાના કેટલાક સ્તુત્ય પ્રયાસો થયા છે. વેદજ્ઞ આચાર્ય શ્રી વિષ્ણુદેવજી પંડિત, આચાર્ય શ્રી ભાઈશંકરભાઈ પુરોહિત, શ્રી ઉપેન્દ્રરાય સાંડેશરા, શ્રી

હરિવલ્લભભાઈ ભાયાણી વગેરે ધન્યનામ વિદ્વાનોએ સુભાષિતોને લોકપ્રિય કરવાની સુંદર કામગીરી કરી છે; એ સૌના પ્રયત્નોમાંથી મને ભરપૂર પ્રેરણા મળી છે, તે માટે એ સૌનો હું ઋણી છું.

એક સુભાષિતમાં કહે છે કે વનસ્પતિમાત્ર ઔષધિ છે, અને અક્ષર માત્ર મંત્ર છે; અર્થાત્ સુભાષિત આવા મંત્ર બનેલા અક્ષરોનો ચમત્કાર છે.

બાલ-કિશોર વય એવી છે જ્યારે આવાં સુભાષિતોની તેના પર ખૂબ અસર થાય છે. તેથી માબાપોએ, વાલીઓએ અને શિક્ષકોએ સુભાષિતોના નિકટ પરિચયમાં હોવું જરૂરી છે. મારી જ વાત કરું. હાઈસ્કૂલનાં નીચલાં ધોરણોમાં, તે વખતે, 'સુભાષિત-રત્ન-સમુચ્ચય' નામે સંસ્કૃત સુભાષિતોનો ગ્રંથ એક પાઠ્યપુસ્તક તરીકે હતો. આ સુભાષિતો શિખવાતાં ત્યારે અમે વિદ્યાર્થીઓ એકદમ ઉત્સાહમાં આવી જતા. અનેક સુભાષિતો અમને મોઢે થઈ ગયાં હતાં; પચાસેક સુભાષિતોનો તે વયે મેં ગુજરાતીમાં પદ્યાનુવાદ પણ કરેલો. સુભાષિતો પ્રત્યેનું મારું આ આકર્ષણ કદી ઓછું થયું નથી. સને ૧૯૯૩માં મુંબઈ સ્થિત શ્રી કાન્તિભાઈ મહેતાએ સો સુભાષિતોનો સુંદર સંગ્રહ વિદ્યાર્થીઓ માટે પ્રગટ કર્યો, ત્યારે એ સો એ સો સુભાષિતોનો ગુજરાતી પદ્યાનુવાદ કરી તે તેમને મોકલી તેમના આ શુભ કાર્યને મેં વધાવેલું !

સુભાષિતો પ્રત્યેના મારા આ પ્રેમનું પરિણામ તે આ 'સુભાષિત-સંહિતા'. અનુષ્ટુપ છંદ એ સંસ્કૃત ભાષાનો સર્વાધિક લોકપ્રિય એવો અદ્‌ભુત છંદ છે. હલકથી લલકારવામાં આવે તો એનો મધુર રણકો અંતરમાં રમી રહે છે. મોટા ભાગનાં સંસ્કૃત સુભાષિતો અનુષ્ટુપ છંદમાં છે, તેથી અનુવાદમાં પણ અનુષ્ટુપને મહત્ત્વ આપ્યું છે.

બધાં જ સુભાષિતો બધા જ વાચકોને ગમશે એવું તો કોઈ કહી શકે નહિ કે કરી શકે નહિ, એટલે વાચકે ભાણામાં પિરસાયેલી ઢગલો વાનગીઓમાંથી પોતાને જે પથ્ય લાગે, રુચિકર લાગે તે જ પોતાના માટે છે એમ સમજવું અને તેનો યથેષ્ટ આનંદ માણવો.

સાડી પાંચસો જેટલાં સંસ્કૃત સુભાષિતો સાથે ભાગ-૨ રૂપે



મારાં લખેલાં કેટલાંક મુક્તકો જોડ્યાં છે, વિદ્વાનો આ ધૃષ્ટતા માટે મને માફ કરે. હું કોઈ વિશિષ્ટ ચિંતન કે અનુભવનો દાવો કરતો નથી, મેં તો વિચારો જે અચાનક સ્ફુર્યાં કે ઉઘાડી બારીએથી મળ્યા તેનો આદર કર્યો છે અને તેને પદ્યમાં સજાવવાનો પ્રયત્ન માત્ર કર્યો છે.

થોડા દિવસ પહેલાં એક વહેલા પરોઢિયે સ્વપ્નમાં મેં જોયું તો ઘરના એક ખૂણે એક ચિમળાયેલું ગુલાબનું ફૂલ પડેલું હતું. એ ફૂલ નહોતું, ફૂલની લાશ હતી. લાશ તો લાશ, પણ તેમાં હજી રંગ હતો, સુગંધ હતી. તે જ પળે બીજે ખૂણે નજર ગઈ, તો ત્યાં મારી લાશ પડી હતી. મને થયું : પુષ્પની લાશમાં રંગસુગંધ છે, મારી એટલે કે માનવીની લાશમાં તેવું છે કંઈ ? છે રંગ ? છે સુગંધ ? નથી, તો જીવ્યું શા કામનું ?

*લાશ થઈ ગુલનું ફૂલ પેલે ખૂણે પડેલ છે,*
*લાશ તો લાશ છે, તોયે એમાં રંગ-સુગંધ છે !*
*જોઉં છું લાશ મારી યે આંગણામાં પડેલ છે,*
*જરી કે રંગ છે એમાં ? શું કંઈકે ય સુગંધ છે ?* ૧૨૮

ગુલના ફૂલની પેઠે સુભાષિત પણ જીવતાં અને મરીને યે રંગ સુગંધ પ્રસરાવે છે. સુભાષિતનું જીવવું એટલે માનવીની જીભે વસવું અને મરવું એટલે એના હૈયે વસવું. સુભાષિત આમ ચિરકાલ, સદાકાળ રંગસુગંધ પ્રસરાવે છે. સુભાષિતનો જય હો !

આ 'સુભાષિત-સંહિતા'ના પ્રકાશનમાં હમેશ મુજબ મને મારા મિત્રો શ્રી પ્રફુલ્લભાઈ બી. વોરા, શ્રી બાબુભાઈ તાડપત્રીવાળા, શ્રી લક્ષ્મીચંદભાઈ નીસર વગેરેનો સાથસહકાર સાંપડ્યો છે; વિશેષમાં મારા સ્નેહી શ્રી નાનાલાલ બેચરદાસ સોની તરફથી પ્રોત્સાહન મળ્યું તેની હું અહીં સાભાર નોંધ લઉં છું.

અમદાવાદ ૬ — **રમણલાલ સોની**
તા. ૧૦-૬-૧૯૯૯

## સુભાષિત-માહાત્મ્ય

संसारविषवृक्षस्य द्वे एव मधुरे फले ।
सुभाषितं च सुस्वादु सद्भिश्च सह संगमः ॥ १ ॥
સંસાર વિષનું વૃક્ષ, તેમાં બે ફળ મીઠડાં,
એક તે આ સુભાષિત, બીજું તે સંત-સંગતિ ! ॥ ૧ ॥

असन्नुच्चैरपि प्रोक्तः शब्दः समुपशाम्यति ।
दीप्यते त्वेव लोकेषु शनैरपि सुभाषितम् ॥ २ ॥
બૂમ પાડી અસદ્ શબ્દ બોલો તોય શમી જશે,
પરંતુ દીપશે સદ્ય મૃદુ મંદ સુભાષિત ! ॥ ૨ ॥

द्राक्षा म्लानमुखी जाता शर्करा चाश्मतां गता ।
सुभाषित-रसस्याग्रे सुधा भीता दिवम् गता ॥ ३ ॥
દ્રાક્ષનું મુખ વિલાયું, સાકર ગાંગડો બની,
સુભાષિત-રસે હારી સુધા સંતાઈ સ્વર્ગમાં ! ॥ ૩ ॥

पृथिव्यां त्रीणि रत्नानि जलं अन्नं सुभाषितम् ।
मूढः पाषाणखण्डेषु रत्नसंज्ञा विधीयते ॥ ४ ॥
ત્રણ રત્નો વસે પૃથ્વીઃ જળ, અન્ન, સુભાષિત,
મૂર્ખ પાષાણખંડોને રત્ન સંજ્ઞાએ ઓળખે ! ॥ ૪ ॥

बोद्धारो मत्सरग्रस्ताः प्रभवः स्मयदूषिताः ।
अबोधोपहताश्चान्ये जीर्णमंगे सुभाषितम् ॥ ५ ॥
પંડિતો મત્સરે ગ્રસ્ત, રાજાઓ ગ્રસ્ત ગર્વથી,
બીજાઓ ગ્રસ્ત અજ્ઞાને, અંગે ભંગ સુભાષિત ! ॥ ૫ ॥



## ગુજરાતી કાવ્ય-સુભાષિત

ગોળ વિના જેવો કંસાર, માતા વિના તેવો સંસાર ! – પ્રેમાનંદ

ધન હરે, ધોખો નવ હરે, એ ગુરુ કલ્યાણ શું કરે ?
એક મૂરખને એવી ટેવ, પથ્થર એટલા પૂજે દેવ !
ઊંડો કૂવો ને ફાટી બોખ, શીખ્યું સાંભળ્યું સર્વે ફોક !
અખા માયા કરે ફજેત, ખાતાં ખાંડ ને ચાવતાં રેત ! – અખો

હોડે હોડે જુધ્ધે નવ ચઢીએ,
જો ચઢીએ તો કટકા થઈ પડીએ ! – બ્રહ્માનંદ

સૌ ચલો જીતવા જંગ, બ્યૂગલો વાગે,
યાહોમ કરીને પડો ફતેહ છે આગે ! – નર્મદ

કંઈ લાખો નિરાશામાં અમર આશા છુપાઈ છે.
– મણિલાલ નભુભાઈ

એક હોય ત્રણ કાળમાં પરમારથનો પંથ ! – શ્રીમદ્ રાજચંદ્ર

હા, પસ્તાવો વિપુલ ઝરણું સ્વર્ગથી ઊતર્યું છે. – કલાપી

નથી જાણ્યું અમારે પંથ શી આફત ખડી છે,
ખબર છે આટલી કે માતની હાકલ પડી છે ! – મેઘાણી

જે જે થતો પ્રાપ્ત ઉપાધિયોગ,
બની રહો તે જ સમાધિયોગ ! – ઉમાશંકર

ભાઈ રે, આપણા દુઃખનું કેટલું જોર ?
નાની એવી વીતક વાતનો મચાવીએ નહિ શોર !
– રાજેન્દ્ર શાહ

રામની વાડી ગામ આખાની, હોય ન એને વાડ ! – ઉશનસ્

ગમતું મળે તો અલ્યા, ગૂંજે ન ભરીએ,
ને ગમતાનો કરીએ ગુલાલ ! – મકરન્દ દવે

## સંત-સુભાષિત ૧

[દોહરા]

૧ દયા ધર્મ કો મૂલ હૈ, પાપમૂલ અભિમાન,
તુલસી, દયા ન છોડિયે જબલગ ઘટમેં પ્રાન !

૨ એક ઘડી આધી ઘડી, આધી સે ભી આધ,
તુલસી, સંગત સાધુકી કટે કોટિ અપરાધ !

૩ તુલસી, હાય ગરીબ કી કબહુ ન ખાલી જાય,
મૂએ ઢોર કે ચામસે લોહા ભસ્મ હો જાય ! – તુલસીદાસ

---

૪ કહહિં કબીર પુકારિકે દો બાતોં લિખ લે,
કર સાહેબ કી બંદગી, ભૂખે કો કુછ દે ! – કબીર

---

૫ ધર્મ કરો તો ધન મળે; ધર્મ તજે ધન જાય,
દાદૂ નફા નહીં ખોઈએ, અવિચળ કરણી કમાય ! – દાદૂ દયાલ

---

૬ જડ મૂર્તિના દર્શને ફરો તીર્થ શું કામ ?
સૌ પર પ્રેમ કરો ને લો હોઠે હરિનું નામ ! – જ્ઞાનદેવ

---

૭ મોક્ષ નથી એ ચીજ જે મરવાથી જ પમાય,
એ તો આજે આ પળે જ્ઞાન થકી જ સધાય ! – શંકરાચાર્ય

---

૮ હરિકથા એ છે કથા, એ સાંભળવી સઈ,
કથા વિનાનું તે બધું વૃથા વ્યથા છે, ભઈ ! – મા આનંદમયી

---

૯ બની જાઓ બંસી તમે બંસીધરની, ભાઈ,
થાઓ ખાલી બંસી સમા, ફૂંક મારશે સાંઈ ! – ચિન્મયાનંદ



## સંત-સુભાષિત-૨

૧૦ આપણ સૌ જન્મ્યા બની ઈશ્વરનું ઓજાર,
વાપરવું શી રીત એ ઈશ્વરનો અધિકાર ! – શ્રી અરવિંદ

---

૧૧ ડૂબ્યા બધા ને હું બચ્યો – ઈશ્વરનો આભાર !
બચ્યા બધા ને હું ડૂબ્યો – ઈશ્વરનો આભાર ! – શ્રી અરવિંદ

---

૧૨ અમે જીવીએ એક બસ તારી ઈચ્છાથી જ,
અમે મરીશું એક બસ તારી ઇચ્છાથી જ ! – શ્રી માતાજી

---

૧૩ દુઃખ દેનારું ચિત્તને હરિ કરે જે કંઈ,
સમજી એ હરિની લીલા, ચિંતા કરવી નહિ ! – શ્રી વલ્લભાચાર્ય

---

૧૪ ઇનામ કે સિદ્ધિ નથી, નથી ભિક્ષા કે દાન,
પ્રભુ-કૃપા તો માતની ચૂમી બાળ-લલાટ ! – ઈંદિરાદેવી

---

૧૫ મારો દાક્તર રામ છે, પળ પળ લઉં એ નામ,
મને રાખશે જીવતો જબલગ એનું કામ ! – ગાંધીજી

---

૧૬ સડક નથી કોઈ સત્યની કે સીધા ચાલી જવાય;
પંથ વિનાનો પંથ એ પોતાથી જ પમાય ! – જે કૃષ્ણમૂર્તિ

---

૧૭ દેખો આ હળપૂણીની કેવી ઊજળી ધાર,
ઘસાય જે પર કાજ તેનો ઊજળો અવતાર ! – રવિશંકર મહારાજ

---

૧૮ દવા હમેશાં દર્દીએ માપ થકી જ લેવાય,
ભોગવજો ભોગો બધા માપ થકી જ સદાય ! – શ્રી મોટા

## સંત-સુભાષિત-૩

| | |
|---|---|
| ૧૯ | ખોળો, 'હું છું કોણ ?'નો જવાબ જાતે, ભાઈ,<br>ચશ્માં દેખી નહિ શકે તમારી વતી કાંઈ ! – રમણ મહર્ષિ |
| ૨૦ | નિષ્ઠાથી ભજવો તમે પાઠ તમારો, ભઈ,<br>ને દેખો એ દશ્યને દ્રષ્ટા પોતે થઈ ! – પપા રામદાસ |
| ૨૧ | જળ વિના માટી તણો ઘાટ નહીં જ ઘડાય,<br>શક્તિ વીણ કદી શિવથી સૃષ્ટિ નહિ સરજાય ! – રામકૃષ્ણ |
| ૨૨ | ના ખોળો મંદિર બીજે, મંદિર છે આ દેહ,<br>ના ખોળો મૂર્તિ બીજે, મૂર્તિ માનવ-દેહ ! – વિવેકાનંદ |
| ૨૩ | ભારતનું છે ભાવિ આ, વેદ અને કુરાન,<br>ઇસ્લામ એનું શરીર છે, વેદાન્ત એનો પ્રાણ ! – વિવેકાનંદ |
| ૨૪ | આપઘાતથી પ્રશ્નનો ઉકેલ ના થઈ જાય,<br>પ્રશ્નપત્રના નાશથી પાસ નહીં જ થવાય ! – રામતીર્થ |
| ૨૫ | કાલી બોલી બાળની બંસીથી ય મધુર,<br>માણી જે એ ના શકે, જીવ્યું એનું ધૂળ ! – તિરુવલ્લુવર |
| ૨૬ | મશાલ શું જોઈએ સદા વૃદ્ધો કેરે હાથ ?<br>અજવાળું શું આપશે ઓછું યુવાન-હાથ ? – વેમન |
| ૨૭ | મારી સ્તુતિ જે કરે તે મારો દુશમન,<br>મારી નિંદા જે કરે તે મારો નિજ જન ! – બસવેશ્વર |



## વેદ-સુભાષિત [અનુષ્ટુપ]

| | |
|---|---|
| ૧ | જીવ માત્ર મને દેખો, મિત્રની દૃષ્ટિએ સદા,<br>અને હું સર્વ જીવોને દેખું મિત્રની દૃષ્ટિએ ! |
| ૨ | મનની બારીઓ રાખો ખુલ્લી સર્વ, સદાય તે,<br>આવકારો દશે દિશા તણા શુભ વિચારને ! |
| ૩ | જાગતાં દૂર પ્હોંચે, ને ઊંઘમાં એથી યે દૂરે,<br>જ્યોતની જ્યોત મારું આ શિવ-સંકલ્પ હો મન ! |
| ૪ | ચાલો પગ મિલાવીને, બોલો સંવાદ સાધીને,<br>સદ્ભાવે સૌ રહો સાથે મને મન મિલાવીને ! |
| ૫ | ચરાચર બધી સૃષ્ટિ એક જ સત્સ્વરૂપ છે,<br>વર્ણવે વિવિધે રૂપે વિદ્વાનો એક સત્યને ! |
| ૬ | માતા ભૂમિ, અમે તારા પુત્રો પૃથ્વીતણા છીએ,<br>દે શક્તિ, મા, અમે સૌએ મીઠી વાણી જ બોલીએ ! |
| ૭ | હે મા ભૂમિ, સદાયે તું રહો શુદ્ધ સુવર્ણ શી,<br>દ્વેષ ના હો અમારામાં, અમે સૌ વંદીએ તને ! |
| ૮ | મારો હાથ જગન્નાથ, અરે, એથી ય છે વધુ,<br>દવા એ સર્વ રોગોની છે સર્વ શુભ-દાયક ! |
| ૯ | શુભ સાંભળીએ કાને, ચક્ષુએ શુભ જોઈએ,<br>નીરોગી શરીરે હિત સર્વનું કરીએ અમે ! |

### ઉપનિષદ-સુભાષિત [અનુષ્ટુપ]

૧ અસત્‌થી સત્યમાં લઈ જા, ને અંધારથી તેજમાં,
મૃત્યુથી અમૃતે લઈ જા ! – માગું હું માત્ર આટલું !

---

૨ માતાને દેવ માનો ને પિતાને દેવ માનજો,
ગુરુને દેવ માનો, ને અતિથિ દેવ જાણજો !

---

૩ પૂર્ણ એ, પૂર્ણ આ; જન્મે પૂર્ણથી તેય પૂર્ણ છે,
પૂર્ણ લો પૂર્ણમાંથી તો શેષ જે તેય પૂર્ણ છે !

---

૪ આ બધે ઈશનો વાસ જગતે જે ચરાચર,
ભોગવો ત્યાગીને, ઇચ્છો ના કદી ધન કોઈનું !

---

૫ યુવાન સાધુ વૃત્તિનો, દૃઢ, શિષ્ટ, બલિષ્ઠ જે,
તેને માટે બધી પૃથ્વી વિત્તથી જ ભરેલ છે.

---

૬ દેવું તો દેવું શ્રદ્ધાએ, અશ્રદ્ધાએ કદી નહીં,
યથાશક્તિ, યથાપાત્ર શ્રદ્ધાએ દાન આપવું.

---

૭ ઊઠો, જાગો અને શોધી ગુરુને જ્ઞાન મેળવો,
અસ્ત્રાની ધાર જેવો છે કઠિન માર્ગ આ અતિ !

---

૮ બેઠેલું ભાગ્ય બેઠાનું, ને ઊભેલું ઊભેલનું,
સૂતેલું જે સૂતો તેનું, ચાલતું ચાલતાતણું !

---

૯ સૂતો તેનો કલિયુગ, દ્વાપર જાગતા તણો,
ત્રેતા કર્માભિલાષીનો, સત્યુગ કર્મશીલનો !



### રામાયણ-સુભાષિત [અનુષ્ટુપ]

૧ કરો સેવા પિતાની ને પાળો આજ્ઞા પિતાતણી,
નથી આના થકી મોટો બીજો આધાર ધર્મનો !

---

૨ ગુરુ જો ન કરી જાણે કાર્યાકાર્ય-વિવેકને,
ચાલે જો અવળે રસ્તે, તો સજાપાત્ર એ ય છે !

---

૩ દૈવને પડકારે જે સત્કર્મ-પુરુષાર્થથી,
તે હારે તોય જીતેલો, ધન્ય એ પુરુષાર્થને !

---

૪ સંસારે શોક હોવાનો, શોકથી ડરવું નહીં,
શોકથી શૌર્યનો નાશ, ને પછી નાશ સર્વનો !

---

૫ સેવા ગુરુજનોની જે કરે તેને મળી રહે,
ધન ધાન્ય અને વિદ્યા, સુખો સંસારનાં વળી !

---

૬ પાક્યું ફળ, પછી એણે વૃક્ષથી ગરવાનું છે,
માનવીએ યથાકાળે તેમ જ મરવાનું છે.

---

૭ વેર તો જીવતા સાથે, મૃત સાથે ન હોય તે,
વેરીના મૃત્યુની સાથે વેરનું મૃત્યુ થાય છે !

---

૮ નથી આ સ્વર્ણની લંકા રૂચતી જરીકે મને,
માતા ને માતૃભૂમિ તો સ્વર્ગથી ય અધિક છે !

---

૯ ઉપકાર સ્મરો નિત્યે, અપકાર ભૂલી જજો,
શુભ જે તે કરો શીઘ્ર, અશુભે આળસુ થજો !

## મહાભારત-સુભાષિત [અનુષ્ટુપ]

૧ મનુષ્ય શ્રેષ્ઠ છે વિશ્વે, એનો છે મહિમા ઘણો,
મનુષ્યથી વધુ શ્રેષ્ઠ એવું ક્યાંય કશું નથી.

૨ સમાય હાથી-પગલામાં પગલાં સર્વ પ્રાણીનાં,
તેમ સૌ ધર્મનો સાર અહિંસામાં સમાય છે.

૩ આપ જ આપનો બંધુ, આપ જ રિપુ આપનો,
આપથી આપને જીત્યો જેણે તે જગ જીતિયો !

૪ ડાંગરનાં છોતરાં પેઠે ધૂંધવાયા કરો નહીં,
ભલેને બે ક્ષણો, કિંતુ પ્રકાશો ભડકો બની !

૫ હજારો ગાયમાં જેમ વાછડી માને ઓળખે,
તેમ પૂર્વે કર્યાં કર્મ તેના કર્તાને ઓળખે !

૬ કોટિ ગ્રંથે કહ્યું છે તે અર્ધશ્લોક મહીં કહું :
'પુણ્ય પરોપકારે છે, પાપ છે પર-પીડને !'

૭ સેવો ધર્મ, ન અધર્મ; વદો સત્ય, ન જૂઠને,
જુઓ દીર્ઘ, નહીં ટૂંકું; જુઓ ઊર્ધ્વ, નહીં નીચું !

૮ રોજ રોજ મરે લોક સૌ દેખે નજરે, છતાં
માને કે હું ન મરવાનો – મહત્ આશ્ચર્ય એ જ છે !

૯ જહીં કૃષ્ણ, તહીં ધર્મ; જહીં ધર્મ તહીં જય;
જહીં ધર્મ તહીં કૃષ્ણ; જહીં કૃષ્ણ તહીં જય !



# સુભાષિત–સંહિતા ભાગ : ૧

## અનુષ્ટુપ

૧ રહીએ જમીએ સાથે, સાથે શૌર્ય બતાવીએ,
વિદ્યા હો અમ તેજસ્વી, ન દ્વેષ કરીએ અમે !

૨ સત્ય છે એ જ ચક્ષુ છે, એ ચક્ષુએ જ દેખીએ,
સત્ય વિના નહીં ધર્મ; છલ જ્યાં ત્યાં ન સત્ય છે.

૩ અસત્ય હારવાનું છે, સત્યનો જ સદા જય,
સત્યથી જ પુગાશે એ સત્યના નિજ ધામમાં !

૪ સોનાના ઢાંકણે આંહી ઢંકાયું સત્યનું મુખ,
કૃપાળુ, એ કરો દૂર, જેથી હું દેખું સત્યને !

૫ દૂર છે એ છતાં પાસે, નિશ્ચલ એ છતાં ચલ,
સર્વનાં અંતરે છે એ, છતાં બહારે ય એ જ છે !

૬ જે દેખે સર્વ પ્રાણીમાં પંડને, ને વળી જુએ
પંડમાં સર્વ પ્રાણી; તે ઘૃણા ના કોઈની કરે !

૭ વિવિધ રંગની ગાયો દૂધ દે એક રંગનું,
પ્રબોધે તેમ સૌ ધર્મો એક જ પરમાત્મને !

૮ હણે ધર્મ હણાયેલો, રક્ષેલો ધર્મ રક્ષશે,
ના હણો ધર્મને જેથી ધર્મ ના તમને હણે !

૯ વદો પ્રિય, વદો સત્ય, ન વદો સત્ય અપ્રિય,
ન વદો પ્રિય જે જૂઠ ! – આ છે ધર્મ સનાતન !

૧૦ હણાય ધર્મથી વ્યાધિ, હણાય ધર્મથી ગ્રહો,
હણાય ધર્મથી શત્રુ, જહીં ધર્મ તહીં જય !

૧૧ ધર્મથી પ્રભવે અર્થ, ધર્મથી પ્રભવે સુખો,
ધર્મથી સર્વની પ્રાપ્તિ, ધર્મમૂલ બધું જગત્ !

૧૨ મમ માં મૃત્યુનો વાસ, ન મમે સર્વ સુખ છે,
સમ માં શાન્તિનો વાસ, સમતા એ જ સુખ છે !

૧૩ વૃક્ષમાં જે ઊંઘે, આવે પડે ત્યારે જ ભાનમાં,
કુમાર્ગે જે ગયો, આવે ડૂબે ત્યારે જ ભાનમાં !

૧૪ એક એવો અલંકાર જે સ્ત્રી-પુરુષ બેઉને,
શોભે સર્વ સ્થળે કાળે; એ અલંકાર તે ક્ષમા !

૧૫ અહિંસામાં વસે જે તે નિત્ય અમૃતમાં વસે,
મૃત્યુને હણનારી છે આ જ અમૃત ઔષધિ !

૧૬ ઊંઘતા મૃગને જેમ વાઘ ઉપાડી જાય છે,
મૃત્યુ મનુષ્યને તેમ ઓચિંતુ હરી જાય છે. !

૧૭ મિત્રો, પુત્રો, સગાં ના કોઈ મૃતને સાથ દઈ શકે,
એની સંગાથ તો માત્ર કર્મ એનાં જ જાય છે.



૧૮ જે પ્હેલાં વિષ જેવું ને અંતે અમૃતના સમું,
જન્મ્યું પ્રસન્નતામાંથી, તે જ સાત્ત્વિક સુખ છે.

૧૯ લાભમાં હાનિ લાગે ને હાનિમાં લાભ કોક દી,
લાગે જય મહીં હાર, ને લાગે જીત હારમાં !

૨૦ ક્રોધથી તપ બીએ, ને લક્ષ્મી દ્વેષ થકી બીએ,
વિદ્યા માનાપમાને ને આત્મા બીએ પ્રમાદથી !

૨૧ ગ્રંથનો મર્મ ન જાણે તે માત્ર ભારવાહી છે,
જે જાણે ગ્રંથનો મર્મ તેનું જ જ્ઞાન જ્ઞાન છે !

૨૨ શક્તિવાળો છતાં જો એ ન રોકે પાપ કર્મને,
સ્વયં પ્રભુ હશે તોયે કર્મનું ફળ પામશે.

૨૩ વેદ ને વેદ્ય જાણીને વર્તે છે જે યથાતથ,
તે જ છે વેદનો જ્ઞાતા, બીજા તો વાત-વાયડા !

૨૪ નહીં ભયે, નહીં લોભે, કે કશી કામના થકી,
જીવવા ખાતરે યે તે ધર્મને તજવો નહીં !

૨૫ ધર્માધર્મ તણી ચર્ચા કર્મમાં નહીં કામની,
સ્વકર્મે જે રહે લગ્ન તે મહા યશ પામશે.

૨૬ અહિંસા, સત્ય, અક્રોધ ને દાન – આ ચતુષ્ટય,
સેવો આ ચારને પ્રીતે, આ છે ધર્મ સનાતન !

૨૭ ક્રૂર થઈ જે રળ્યા લક્ષ્મી તે વિનાશ કરી જશે,
સૌમ્ય માર્ગે રળ્યા જે તે પચશે પુત્ર-પૌત્રને !

૨૮ જે ચાહે ધર્મને દોહ્વા તે નહીં ધર્મ પામશે,
ધર્મને દોહી પીનારો નાસ્તિક સમ જાણવો !

૨૯ જે સદા સર્વનો મિત્ર, જે મગ્ન સર્વના હિતે,
મન વાણી અને કર્મે, તે જ જાણે છે ધર્મને !

૩૦ અહિંસા ધર્મ છે મોટો, ને ક્ષમા બળ મોટું છે,
આત્મજ્ઞાને ય મોટું, પણ સર્વથી મોટું સત્ય છે !

૩૧ સત્યથી ચડતો એવો ધર્મ ક્યાંય કદી નથી,
અસત્યથી ચડે એવું ક્યાંય પાપ કશું નથી !

૩૨ ધર્મ છે નિત્યનો સાથી, સુખદુ:ખ અનિત્ય છે,
આત્મા છે નિત્ય, ને એનો ડગલો તે અનિત્ય છે.

૩૩ ભાર્યા છે અડધું અંગ, ભાર્યા ઉત્તમ સાથી છે,
ભાર્યા ધર્માર્થનું મૂળ, ભાર્યા મરતાની મિત્ર છે.

૩૪ ભાર્યાને રક્ષવાથી જ રક્ષા સંતતિની થશે,
સંતતિની થતાં રક્ષા, રક્ષા આત્માની થાય છે.

૩૫ પુત્ર પૌત્ર વધૂ ભૃત્ય થકી હોય ભર્યું ઘર,
પરંતુ હોય ના ભાર્યા, તો એ ખાલી જ ખાલી છે !



૩૬ ઘર ના ઘર કહેવાય, ગૃહિણીને કહે ઘર,
ઘર જે ગૃહિણીહીન અરણ્ય સમ જાણવું.

૩૭ જન્મે પોતે જ પોતાના પુત્ર રૂપે જ માનવી,
પુત્રવાન્ પત્નીને તેથી માતૃવત્ જોવી માનથી !

૩૮ જેવો પોતાનો આત્મા છે તેવો પોતાનો પુત્ર છે,
જેવો છે પુત્ર પોતાનો તેવી જ પુત્રી છે વળી !

૩૯ ક્રોધે ય કદી પત્નીને ન કહેવું વેણ આકરું,
ધર્મકાર્યે પિતા શી એ, ને માતા સમી આપદે !

૪૦ શિશુ સંતાનના સ્પર્શે પિતાના પ્રાણ ઉચ્ચરે:
'પુત્ર, તું હું જ પોતે છું; જીવજે શત વર્ષ તું!'

૪૧ શિશુના અંગની ધૂળે મલિન અંગ જેહનાં,
ધન્ય તે માતપિતાને, ધન્ય તે બડભાગીને !

૪૨ અર્થ માટે જ યુદ્ધોનું કુત્સિત કર્મ થાય છે,
ધિક્ હજો અર્થ જે સારુ ઘોર સંહાર થાય છે !

૪૩ અહો, આશ્ચર્ય આ દેખો ! વયે, જ્ઞાને અને તપે
વૃદ્ધ તે ધનવૃદ્ધોના દ્વારે દાસ બની ખડા !

૪૪ 'પુરુષ અર્થનો દાસ, ન અર્થ દાસ કોઈનો,
બંધાયો અર્થથી છું હું.' – કહે ભીષ્મ પિતામહ.

૪૫ પોકારીને કહે વ્યાસ : 'કોઈ તો, ભઈ, સાંભળો !
'અર્થ કામ ફળે ધર્મે; તો કાં સેવો ન ધર્મને ?'

૪૬ ન સદા સત્ય છે સત્ય, ન અસત્ય અસત્ય છે,
આત્યંતિક કરે હિત પ્રાણીનું તે જ સત્ય છે !

૪૭ જૂનાં વસ્ત્ર તજી જેમ નવાં વસ્ત્ર ગ્રહે નર,
તેમ જીર્ણ તજી દેહ આત્મા લે અન્ય દેહને !

૪૮ આ દેહે દેહીને જેમ બાલ્ય, યૌવન ને જરા,
મળે તેમ બીજા દેહો; ડાહ્યો તેમાં ન મોહશે !

૪૯ જન્મ્યો તેનું નકી મૃત્યુ, મૃતનો જન્મ યે નકી,
ટાળી જે ના શકો તેનો કરો શોક ન યોગ્ય તે !

૫૦ કર્મનો જ ધણી છે તું, ફળનો ના કદીય તે,
છોડ તું ફળની તૃષ્ણા, છોડ સંગ અકર્મનો !

૫૧ નહીં રહી શકે કોઈ ક્ષણે કર્મ કર્યા વિના,
નહીં કર્મ કરે તો તું કોળિયો ક્યાંથી પામશે ?

૫૨ છો વિગુણ છતાં સારો સ્વધર્મ પરધર્મથી,
સ્વધર્મે મરવું સારું, પરધર્મ ભયાનક !

૫૩ જ્ઞાનાગ્નિ સર્વ કર્મોને બાળી ભસ્મ કરી જ દે,
નથી જ્ઞાન સમું કાંઈ પવિત્ર પૃથવી-પટે !



૫૪ જહીં યોગેશ્વર કૃષ્ણ, જહીં પાર્થ ધનુર્ધર,
નહીં શ્રી, જય ને ભૂતિ, દૃઢ નીતિ ય ત્યાં જ છે !

૫૫ નથી માતા સમી છાયા, નથી માતા સમી ગતિ,
નથી માતા સમી રક્ષા, નથી પરબ મા સમી !

૫૬ પૂરાં સો વર્ષનો છે, ને પુત્ર પૌત્રે ભર્યું ઘર,
છતાં માતા સમીપે તો છે એ બાળક ધાવણો !

૫૭ કહું, માતા, પગે લાગી : 'કર્યું મેં પુણ્ય હોય તો,
આવતા જન્મમાં યે, મા, હજો તું માત માહરી !'

૫૮ પુત્ર પુત્રપણું ભૂલી કુપુત્ર બનશે કદી,
માતા માતાપણું ભૂલી કુમાતા બનશે નહીં !

૫૯ ન માગું, કૃષ્ણ, સમૃદ્ધિ, ન માગું સુખશાન્તિને,
માગું સદા વિપદ્ જેથી તારું નામ ભુલાય ના !

૬૦ પ્રીતિ જેવી વિષયોમાં અવિવેકી જનો તણી,
તેવી પ્રીતિ મને હોજો પ્રભુના નામની મહીં !

૬૧ વર્ણે સૌ બ્રાહ્મણો છે ને ન કો વર્ણ વિશેષ છે,
સર્વને ચાહે તે ઉચ્ચ, દ્વેષી તે નીચ જાણવો !

૬૨ પામું હું અન્યથી, તેથી વધુ હું આપતો રહું,
આટલી પ્રાર્થના મારી, પ્રભુ, તું માન્ય રાખજે !

૬૩ ક્ષણભંગુર સંસારે બધા જન્મે, બધા મરે,
જેનાથી વંશની કીર્તિ, તેનો જ જન્મ જન્મ છે !

---

૬૪ જે કરે કર્મ, જે ખાયે, જે હોમે, દાન જે કરે,
જે તપે તપ તે સર્વ પ્રભુને કર અર્પણ !

---

૬૫ સહજ કર્મ ના ત્યાગો, ભલે હોય સદોષ તે,
કર્મમાત્રે વસે દોષ, ધુમાડો જેમ અગ્નિમાં !

---

૬૬ દેવું તો ધર્મ જાણીને, દેવું અનુપકારીને,
યોગ્ય પાત્રે, સ્થળે, કાળે; તે જ દાન ખરેખરું !

---

૬૭ આત્મા નષ્ટ કરે એવાં નર્કનાં ત્રણ દ્વાર છે,
કામ, ક્રોધ અને લોભ ! – માટે એ ત્રણ ત્યાગવાં !

---

૬૮ કૂતરો, ગાય ને હાથી, ચંડાળ, વિપ્ર સર્વને,
દેખે જે સમદૃષ્ટિએ એ જ છે એક દેખતો !

---

૬૯ સજ્જનોના અનુગામી થવાય ના પૂરેપૂરા,
તોયે સન્માર્ગ ના છોડો, ચાલ્યા એટલો લાભ છે.

---

૭૦ જ્યાં નારી પૂજનીયા છે, દેવતાઓ રમે તહીં,
જ્યાં નારીની ઉપેક્ષા છે, ત્યાં બધી વ્યર્થ સાધના !

---

૭૧ માતાપિતા હજારો ને સેંકડો પુત્ર, પત્નીઓ,
થયાં તમારાં સંસારે, થાય છે ને હજી થશે !



૭૨ અગ્નિ ઊષ્ણ નથી એવું કદી શાસ્ત્રો બધાં કહે,
પ્રમાણ તરીકે એને કદાપિ માનવું નહીં !

---

૭૩ દશ કૂવા સમી વાવ, દશ વાવ સમું સર,
દશ સર સમો પુત્ર, દશ પુત્ર સમું તરુ !

---

૭૪ ફરે મિષ્ટ રસે તોયે કડછી જાણે ન સ્વાદને,
પરંતુ અલ્પ સ્પર્શેયે જિહ્વા સ્વાદ ગ્રહી જ લે !

---

૭૫ જન્મ, ઐશ્વર્ય, વિદ્યા ને લક્ષ્મીથી મદમત્ત જે,
પ્રભુનું નામ લે તોયે પ્રભુથી દૂર દૂર એ !

---

૭૬ પ્રભુનો વાસ જો હૈયે, ભજ એને અહીં જ તે,
ગંગા કે તીર્થયાત્રાની પછી તારે જરૂર શી ?

---

૭૭ ક્રોધ છે યમ જેવો ને તૃષ્ણા વૈતરણી સમી,
વિદ્યા છે કામધેનુ, ને સંતોષ સ્વર્ગલોક છે.

---

૭૮ આ મારું પારકું એવી ગણના લઘુ ચિત્તની,
ઉદાર ચિત્તને તો આ પૃથ્વી એક કુટુંબ છે !

---

૭૯ સુખ દુઃખ તણી વ્યાખ્યા ટૂંકમાં કહું, સાંભળો !
'પરાધીનપણું દુઃખ, સુખ સ્વાધીનતા મહીં !'

---

૮૦ પૃથ્વીનાં સ્વર્ણ – પુષ્પોને ચૂંટે ત્રણ જણા અહીં,
એક વીર, બીજો વિદ્વાન્, ત્રીજો તે મૂક સેવક !

૮૧ વિશ્વને જીતવું છે શું માત્ર એક જ મંત્રથી ?
તો રોકો જીભ, જે ચારો પરનિંદા તણો ચરે !

૮૨ વિદ્યાથી શોભતો હોયે તોયે દુર્જન ત્યાગવો,
મણિથી શોભતો એવો શું ન સર્પ બિહામણો ?

૮૩ સંપત્તિનું નહીં, કિંતુ ગૌરવ ગુણનું જ છે,
પૂર્ણ ચંદ્ર પુજાયે ના, પુજાય બીજની કલા !

૮૪ ક્ષણ ને કણ રક્ષે તે વિદ્યા ને ધન મેળવે,
ક્ષણ ને કણ ખોશે તે ખોશે વિદ્યા અને ધન !

૮૫ વિદ્યા વિવાદ માટે છે, ને છે મત્ત થવા ધન,
પરને પીડવા સત્તા – એવું માને તે દુર્જન !

૮૬ ધર્મ કાર્ય કરે છે જે માનવી દિલ રેડીને,
કાર્ય સિદ્ધ ન હો તોયે પુણ્ય એનું ફળે જ છે !

૮૭ કુંભાર માટીના પિંડે ઇચ્છે તે ઘાટને ઘડે,
પોતાનાં કર્મથી એમ માનવી ભાગ્યને ઘડે !

૮૮ બધાંયે કારણો કેરું એક કારણ કર્મ છે,
પામ્યા કે ખોયું જે આજે તે કર્મફળ માત્ર છે !

૮૯ પૂર્વે જે કર્મ કીધાં તે માનવી નથી જાણતો,
પરંતુ ફળ દેખીને વૃક્ષને ઓળખી શકો !



૯૦ જેમ તડકો અને છાંયો સંબધ્ધ એકમેક શું,
તેમ કર્મ અને કર્તા સંબધ્ધ એકમેક શું !

૯૧ મળે મિત્રો મનુષ્યોને ઉપકાર તણા ફળે,
દુશ્મનોયે મળે તેમ અપકાર તણા ફળે !

૯૨ સૂએ કર્તા તો એ સૂએ, ઊઠે ત્યારે ઊઠે વળી,
દોડે તો એય દોડે છે – પૂર્વ કર્મ મનુષ્યનાં !

૯૩ દેવ ગોવાળની પેઠે ડાંગ લઈ રક્ષતા નથી,
રક્ષવો હોય તેની એ સતેજ બુદ્ધિને કરે !

૯૪ કાળ ડંડા વડે માથું કોઈનું ફોડતો નથી,
પરંતુ ફેરવે બુદ્ધિ – એ જ છે બળ કાળનું !

૯૫ દમ, સંયમ, અસ્તેય, ક્ષમા, શૌર્ય અને ધૃતિ,
ધી, વિદ્યા, સત્ય, અક્રોધ – દશ આ ધર્મ-લક્ષણો.

૯૬ રહસ્ય ધર્મનું છે આ, સાંભળો ને સમાચરોઃ
'પોતાને જે પ્રતિકૂળ બીજા પ્રત્યે ન આચરો !'

૯૭ સંતોષામૃતથી તૃપ્ત પામે જે સુખ શાન્તિને,
તે કદી લોભી ના પામે, ભલે દોડા કરી મરે !

૯૮ જળે શુદ્ધ બને દેહ, સત્યે શુદ્ધ બને મન,
જ્ઞાને શુદ્ધ બને બુદ્ધિ; આત્મા શુદ્ધ તપોબળે !

૯૯ વિપત્તિ તે વિપત્તિ ના, સંપદા તે ન સંપદા,
પ્રભુ ભૂલો તે વિપત્તિ, પ્રભુ-સ્મૃતિ તે સંપદા !

---

૧૦૦ અનર્થ-મૂળ છે અર્થ, સુખ નામે ન અર્થમાં,
ધનિકો પુત્રથી બીએ એવી છે અર્થની લીલા !

---

૧૦૧ ગુરુની મૌન વાણીથી ધોવાય શિષ્યનાં ઉર,
પ્રકાશે અંગેઅંગોમાં આત્મજ્ઞાન તણું નૂર !

---

૧૦૨ અંધ ને અજ્ઞ એ બેમાં ઓછો શાપિત આંધળો,
એકાંગે પાંગળો અંધ, સર્વાંગે અજ્ઞ પાંગળો !

---

૧૦૩ પુષ્પ ના વેચવા દોડે પોતાનાં મધુ-ગંધને,
જ્ઞાની તેમ રહે સ્વસ્થ – માખીઓ ધાય લૂંટવા !

---

૧૦૪ બળે છે સીંદરી તો યે નથી એ વળ મૂકતી,
પ્રકૃતિ જીવની એમ મરે યે નહીં છૂટતી !

---

૧૦૫ દુષ્ટ ના દુષ્ટતા છોડે, તો સાધુ કેમ સાધુતા ?
દુષ્ટતા-સાધુતા બેમાં અધિકી શું ન સાધુતા ?

---

૧૦૬ પંકમાં પદ્મ ઊગ્યું તે સીધું દેવશિરે ચડે,
નથી કુળ તણું મૂલ્ય, મૂલ્ય છે નિજ ગુણનું !

---

૧૦૭ કૂવો જલભર્યો, એમાં સીંચો લોટો કે દેગડો,
દેશે પાણી તમારા એ પાત્રના જ પ્રમાણમાં !



૧૦૮ સાનમાં સમજે જ્ઞાની, અજ્ઞાની જરી કષ્ટથી,
કિંતુ પાંડિત્યનો ફાંકો તે નહીં સમજે કદી !

---

૧૦૯ માલતી ફૂલની પેઠે સ્વમાનીની ગતિ જ બે;
કાં શોભે સૃષ્ટિના શિરે, કે અરણ્યે વિલાય એ !

---

૧૧૦ સાચાબોલો સુખે સૂએ, સુખે સૂએ મિતવ્યયી,
હિતકારી, મિતાહારી ને જિતેન્દ્રિય પાંચમો !

---

૧૧૧ ક્ષમા ભૂષણ નારીનું, ભૂષણ નરનુંય તે,
ક્ષમા દાન, ક્ષમા સત્ય, ક્ષમા યજ્ઞ અને યશ !

---

૧૧૨ મશ્કરી કે અવજ્ઞાએ કદી ન દાન આપવું,
અવજ્ઞાએ દીધું દાન દાતાને હણનારું છે.

---

૧૧૩ સત્ય એકપદી બ્રહ્મ, સત્યે ધર્મ પ્રતિષ્ઠિત,
સત્યને જ વદે વેદો, સત્યથી પદ અવ્યય !

---

૧૧૪ ગાયો ગોવાળ વિનાની, સેના નાયકના વિના,
જેવી ચંદ્ર વિના રાત્રિ, તેવી રાજા વિના પ્રજા !

---

૧૧૫ દોરે નિત્ય પ્રતિ રસ્તે દૃષ્ટિ જેમ શરીરને,
રાષ્ટ્ર-દૃષ્ટિ બની તેમ રાજાએ રાષ્ટ્ર દોરવું !

---

૧૧૬ આમ્રવૃક્ષ ઉખાડીને રોપશો લીમડો તહીં,
સીંચશો દૂધથી, તોયે ન મીઠું ફળ પામશો !

૧૧૭ કરે શોક બીજાનો શે ? કરને શોક તાહરો,
જોને, પળે પળે તારુ આયુષ્ય કતરાય છે !

૧૧૮ સમુદ્ર-જળને જેમ શોષે કિરણ સૂર્યનાં,
શોષાય આપણું તેમ આયુષ્ય આ પળે પળે !

૧૧૯ ગયું તે તો ગયેલું છે, તેની ચિંતા શું કામની ?
હવે શું કરવું છે તે વિચારો આજ ને અભી !

૧૨૦ નદીનું વહતું પાણી સમુદ્રે ગયું તે ગયું,
ગઈ જે રાત, કે દિન ગયો, તે તો ગયો જ છે !

૧૨૧ આપત્કાલે રહે સાથે તેને જ મિત્ર જાણવો,
વિપત્તિમાં રહે સાથે તેને જ ભાઈ જાણવો !

૧૨૨ હાથી સ્નાન કીધા કેડે શરીરે ધૂળ નાખશે,
આવી છે દુષ્ટની મૈત્રી, જીવ્યું એ ધૂળિયું કરે !

૧૨૩ મૃત્યુ કેવું વફાદાર મિત્ર છે માનવી તણું,
જન્મથી જ રહે સાથે, લાખ ગાઉ ભલે ફરો !

૧૨૪ દેહના જન્મની સાથે મૃત્યુનો જન્મ થાય છે,
આજે, કાલે કે સો વર્ષે મૃત્યુનો જય થાય છે !

૧૨૫ અકાળે મૃત્યુ ના આવે સ્ત્રીનું કે ના પુરુષનું,
સત્ય છે લોકવાણી આ, પંડિતોની ય વાણી આ !



૧૨૬ મહાલય ભલે મોટું, તોય જીર્ણ બની પડે,
માનવી જીર્ણ થઈ તેમ મૃત્યુને વશ થાય છે.

૧૨૭ સમદૃષ્ટિ નહીં શોધી જડે મૃત્યુ સમી બીજે,
રાય ને રંક બંનેને બાંધે એ એક દોરડે !

૧૨૮ સારાં ખોટાં બધાં કર્મ સમયે ફળ આપશે,
નિશ્ચિત સમયે એના ધાન્યનો કણ પાકશે.

૧૨૯ ધન્ય તે વીરલાને જે ક્રોધને ઊગતો દમે,
હોલવે આગને પાણી તેમ તે ક્રોધ હોલવે !

૧૩૦ ક્રોધી શું ન કરે પાપ ? ગુરુઓને ય તે હણે,
વીંધશે સાધુને યે તે કઠોર ક્રૂર વેણથી !

૧૩૧ આત્મઘાતે ઘણા દોષો, દોષનો દરિયો જ એ,
જીવતો પામશે ભદ્ર, સુખે ય એ જ પામશે !

૧૩૨ હાથમાંનું તજીને જે બીજું લેવાને જાય છે,
હાથમાંનું ખુએ છે એ, બીજું તો ગયેલું જ છે !

૧૩૩ સાધુની જે કરે નિંદા તે દુષિત બને સ્વયમ્,
આકાશે ધૂળ ઉછાળે તે તેને જ શિરે પડે !

૧૩૪ મિત્રતા કરવી સહેલી, પાળવી અતિ દોહ્યલી,
પ્રીતિ-તંતુ અતિ સૂક્ષ્મ, તણાતાં તૂટી જાય છે !

૧૩૫ જોવા માત્ર ગુણો સૌના, ના જોવી વય કોઈની,
ન જોવાં નર કે નારી, ન જોવાં કુળ વંશને !

૧૩૬ જે સ્વ-પક્ષ પરિત્યાગી સેવે છે પર-પક્ષને,
તે સ્વ-પક્ષ થતાં નાશ, પર-પક્ષે હણાય છે !

૧૩૭ સર્પ દેખી ડરો તેમ જૂઠા જન થકી ડરો,
સત્ય એ જ ખરું વિશ્વે, સત્ય એ સ્વર્ગ-મૂલ છે.

૧૩૮ સત્ય એ જ પ્રભુ છે, ને સત્યના આશ્રયે ગુણો,
સત્ય આધાર સૃષ્ટિનો, સત્યથી મોટું ના કશું !

૧૩૯ પોતે કષ્ટ સહીને જે પાળે છે નિજ વેણને,
તે છે સત્યતણો સાથી, વીર ને નર ઉત્તમ !

૧૪૦ માણસે થાક ના લાગે એટલો ભાર વેઠવો,
પચાવી જે શકે સ્હેજે અન્ન ખાવું જ એટલું !

૧૪૧ આ તો છે કર્મભૂમિ, તો શુભ કર્મ કર્યા કરો,
સૂર્ય-ચંદ્રાદિ દેવોને દેવત્વ કર્મથી મળ્યું !

૧૪૨ નહીં ઘર, નહીં વસ્ત્ર, નહીં કોટ, ન કાંગરો,
નહીં શસ્ત્રાસ; ચારિત્ર કવચ સ્ત્રી-પુરુષનું !

૧૪૩ વૃદ્ધોને અભિનંદીને સજ્જનો ખુશ થાય છે,
સજ્જનોની કરી નિંદા દુર્જનો ખુશ થાય છે !



૧૪૪ નહીં વાઘ, નહીં હાથી, નહીં સિંહ, ન અશ્વ યે,
બલિ દેવાય છે બકરો – દેવો દુર્બળને હણે !

૧૪૫ સૂર્ય તો ઊગતાં લાલ, લાલ આથમતાં ય તે,
સંપત્તિ ને વિપત્તિમાં મોટાની એકરૂપતા !

૧૪૬ શ્રીમંતો શ્રમવંતોમાં ન કદી સરખાપણું,
રત્નથી એક શોભે ને બીજો પ્રસ્વેદબિંદુથી !

૧૪૭ ઉપકાર પ્રતિ દાખે સાધુતા તે ન સાધુતા,
અપકાર પ્રતિ દાખે સાધુતા, તે જ સાધુતા !

૧૪૮ પ્રિય વાક્ય સૂણીને સૌ પ્રસન્ન થાય માનવી,
માટે સદા રૂડું બોલો ! – વાણીમાં શે દરિદ્રતા ?

૧૪૯ ન કંજૂસ સમો દાતા થયો કે ન થશે કદી,
સ્પર્શ્યા વિના જ દઈ દે છે એ બધું ધન અન્યને !

૧૫૦ કરે નિર્વિષ સર્પે યે ફૂંફાડો ફેણનો મહા,
વિષ હોય, ન યે હોય, ફૂંફાડો જ ભયંકર !

૧૫૧ દૈન્ય, તારી કૃપાથી હું મહાસિધ્ધ બની ગયો !
'હું દેખું સર્વને, કિંતુ મને દેખે ન કોઈએ !'

૧૫૨ અન્ય ક્ષેત્રે કર્યું પાપ, ધોવાય તીર્થક્ષેત્રમાં,
તીર્થક્ષેત્રે કર્યું પાપ વજ્રલેપ બની રહે !

૧૫૩ કુળ દેખાય આચારે, અન્ન દેખાય દેહમાં,
વિદ્યા દેખાય વાણીમાં, સ્નેહ દેખાય નેત્રમાં !

૧૫૪ ફળ ને છાંયડાવાળું મોટું વૃક્ષ જ સેવવું,
દૈવાત્ ફળ મળ્યું ના, તો છાયા તો આપણી જ છે !

૧૫૫ બધા જ્યાં હોય નેતા ને બધા જ્યાં હોય પંડિતો,
બધા મોટાઈ માગે, ત્યાં બધાનો નાશ નિશ્ચિત !

૧૫૬ ખુશામત થકી તુચ્છ પ્રસન્ન થઈ જાય છે,
મૃદંગ મુખ લેપાતાં કરે છે મધુરો ધ્વનિ !

૧૫૭ બધા અક્ષર મંત્રો છે, છે બધાં મૂળ ઔષધી,
છે બધાં માનવી યોગ્ય, જાણકાર જ દુર્લભ !

૧૫૮ યૌવન, ધનસંપત્તિ, સત્તા ને અવિવેકતા,
એકેક નાશકર્તા છે; ચારે જો સાથ હોય તો ?

૧૫૯ વિદેશે ધન વિદ્યા છે, વિપદે ધન છે મતિ,
પરલોકે ધન ધર્મ; શીલ સર્વત્ર છે ધન !

૧૬૦ ન માણેકે, ન હીરામાં તેજ તે દેખવા મળે,
જે શિલ્પી - શ્રમજીવીના પ્રસ્વેદ - જળના કણે !

૧૬૧ ધીમે માર્ગ, ધીમે વસ્ત્ર, ધીમે પર્વત-શિખરે,
ધીમે વિદ્યા, ધીમે લક્ષ્મી–મળે પાંચ ધીમે ધીમે !



૧૬૨ લાડમાં બહુ દોષો છે, તાડને બહુ ગુણ છે,
પુત્રને, શિષ્યને તેથી તાડવું, નહીં લાડવું !

૧૬૩ બાળને ના ભણાવ્યો તો માબાપ દુશ્મનો ઠર્યાં,
નહીં શોભે સભામાં એ, જેમ હંસ મહીં બક !

૧૬૪ પાંચ વર્ષ સુધી લાડ, તાડન દશ વર્ષનું,
સોળ વર્ષ થયાં કે તે પુત્રને મિત્ર માનવો !

૧૬૫ વિદ્વત્તા નૃપતા બેઉ સમાન કદીયે નથી,
સ્વદેશે પૂજ્ય છે રાજા, વિદ્વાન્ સર્વત્ર પૂજ્ય છે !

૧૬૬ ઊંટના લગ્નમાં, દેખો, ગર્દભો ગીત ગાય છે,
પરસ્પર પ્રશંસે છે – અહો રૂપ ! અહો ધ્વનિ !

૧૬૭ શત પુત્ર થકી એક ગુણી પુત્ર સદા ભલો,
અંધકાર હણે એક ચંદ્ર, તારાગણો નહીં !

૧૬૮ શું કરે તહીં વક્તાઓ શ્રોતા ના કોઈ હોય તો ?
નગ્ન બાવાતણા ગામે શું કમાવાનો ધોબીડો ?

૧૬૯ પ્હાડે પ્હાડે ન માણેક, નહીં મોતી ગજે ગજે,
સાધુઓ નહીં સર્વત્ર, ન ચંદન વને વને !

૧૭૦ પુસ્તકે જે રહી વિદ્યા, પરહસ્તે ગયું ધન,
ખરે ટાણે જણાશે કે ન તે વિદ્યા, ન તે ધન !

૧૭૧ હરાવે લાખને યુદ્ધે તે વિજેતા અધૂરિયો,
જાતને જીતી જાણે જે તે વિજેતા ખરેખરો !

૧૭૨ સંત આધાર સંતોનો, અસંતોનો યે એ વળી,
ન અસાધુ કદીયે તે આધાર સંતનો બને !

૧૭૩ આત્મશ્લાઘા કરે મૂર્ખ તોય ના દીપી નીકળે,
ગુફામાં ઢાંકી રાખેલો જ્ઞાની તેજે પ્રકાશશે !

૧૭૪ હંસ જેમ કરે સુજ્ઞો નીર-ક્ષીર વિવેકને,
શુભાશુભ થકી તેઓ વીણી લે શુભ હોય તે !

૧૭૫ વૃથા વૃષ્ટિ સમુદ્રોમાં, વૃથા ભોજન તૃપ્તને,
વૃથા દાન સમર્થોને, વૃથા છે દીવડો દિને !

૧૭૬ જેને નથી સ્વયં બુદ્ધિ, તેને શાસ્ત્ર કરેય શું ?
જેને ચક્ષુ નથી તેને આયનો શું કરી શકે ?

૧૭૭ દૃષ્ટિશુદ્ધ મૂકો પાય, વસ્ત્રશુદ્ધ પીઓ જળ,
શાસ્ત્રશુદ્ધ વદો વાણી, દાનશુદ્ધ ગ્રહો ધન !

૧૭૮ અન્યાયે મેળવ્યું દ્રવ્ય દશ વર્ષ લગી રહે,
એકાદશ થતાં વર્ષ સમૂળું નષ્ટ એ થશે !

૧૭૯ પ્હેલેથી જ વિપત્તિનો સામનો ઘડી રાખવો,
આગ લાગે ઘરે ત્યારે કૂવો ના ખોદવા જવું !



૧૮૦ કન્યા રૂપ જુએ, માતા ધન, ને બાપ જ્ઞાનને,
બંધુઓ કુળને જુએ, ને મિષ્ટાન્ન બીજા બધા !

૧૮૧ ભૂષણ હાથનું દાન, સત્ય ભૂષણ કંઠનું,
ભૂષણ કર્ણનું શાસ્ત્ર, બીજાં ભૂષણ વ્યર્થ છે !

૧૮૨ સ્વચ્છંદે ઊડતાં પંખી બધાં આભ વિશે, જુઓ,
પુરાયો પિંજરે શુક ચાટૂડું બોલવા થકી !

૧૮૩ જમવું છોડી સો કામ, ન્હાવું હજાર છોડીને,
આપવું લાખ છોડીને, ભજવું ક્રોડ છોડીને !

૧૮૪ ઉત્તમ આત્મવિખ્યાત, પિતૃવિખ્યાત મધ્યમ,
અધમ માતુલ-ખ્યાત, શ્વશૂર-ખ્યાત શૂન્યમાં !

૧૮૫ નાગને વિષ દાંતોમાં, માખીને વિષ મસ્તકે,
વીંછીને પૂંછડે વિષ, દુષ્ટને અંગઅંગમાં !

૧૮૬ વીતી વય ભલે, તોયે વિદ્યા મેળવવા મથો,
ફળે જો એ ન અત્યારે, ફળશે અન્ય જન્મમાં !

૧૮૭ હીનને ઉપકારો યે અપકાર બની રહે,
સર્પને દૂધ પાયું તે વિષને જ વધારશે !

૧૮૮ નથી મેઘ સમું પાણી, નથી આત્મ સમું બળ,
નથી ચક્ષુ સમું તેજ, નથી ધાન્ય સમું ધન !

૧૮૯ દુષ્ટ છોને મીઠાબોલો, નહીં વિશ્વાસપાત્ર એ,
મધ છે જીભના છેડે, હૃદયે તો હળાહળ !

૧૯૦ ભાષા, ધર્મો ને આચારો જાણે જે દેશદેશના,
જશે એ જ્યાં તહીં થાશે અધિકારી મહાજન !

૧૯૧ સોમાં એક શૂરો જન્મે, હજારે એક પંડિત,
વક્તા દશ હજારે, ને દાતા હોય કે હોય ના !

૧૯૨ સ્થાનભ્રષ્ટ નહીં શોભે દંત-કેશ-નખો-નર,
સ્થાને જ શોભશે જાણો વસ્ત્રો-આભૂષણોય તે !

૧૯૩ આકૃતિ સજ્જનો કેરી નાળિયેર સમી દીસે,
બીજા તો બોરના જેવા રૂપાળા માત્ર બહારથી !

૧૯૪ આળસુને નહીં વિદ્યા, વિદ્યાહીને નહીં ધન,
ધનહીને નહીં મિત્ર, મિત્રહીને નહીં સુખ !

૧૯૫ બળ દુર્બળનું રાજા, બાળનું બળ રૂદને,
બળ મૂર્ખતણું મૌને, ચોરનું બળ જૂઠમાં !

૧૯૬ શીલ તે જિંદગી છે, ને શીલ તે ધન, કીર્તિ છે,
શીલ જેનું ગયું તેનો જીવવાનો ન અર્થ છે !

૧૯૭ વૃક્ષો પોતે ખમી તાપ છાયા દે અન્ય સર્વને,
વળી ફળ ધરે મીઠાં! – વૃક્ષો સંત સમાન છે.



૧૯૮ સંસારે તે દુઃખી છે જે ઇચ્છા સ્વસુખની કરે,
સંસારે તે જ છે સુખી જેનાથી છે બીજા સુખી !

૧૯૯ બીજાના ધર્મને નિંદે તેને ધર્મ ન જાણવો,
જે ધર્મ-અવિરોધી છે તેને જ ધર્મ જાણવો !

૨૦૦ કસી કાપી ટીપી બાળી પરખ થાય સ્વર્ણની,
તપ શીલ દયા દાને પરખ થાય ધર્મની !

૨૦૧ હેયે શ્રદ્ધા અને ભક્તિ, ન કશી લાલસા બીજી,
મિતભાષી વિવેકી જે શ્રોતા તે જ ખરેખરો !

૨૦૨ ગણે સન્માનને ઝેર, તેને જ વિપ્ર જાણવો,
અવમાન, ઉપેક્ષાને અમૃત ગણશે જ એ !

૨૦૩ જેમ જેમ કરે સૌના હિતની કામના નર,
તેમ તેમ બધા તેના અર્થ સિદ્ધ થતા જશે !

૨૦૪ ફરી ફરી થતાં પાપે પ્રજ્ઞા નષ્ટ થતી જશે,
પ્રજ્ઞા નષ્ટ થતાં કર્તા પાપનો પુંજ થઈ જશે !

૨૦૫ દિને કામ કરો એવું રાતે નિંદ મીઠી મળે,
જીવવું એવી રીતે કે મૃત્યુ તીર્થ બની રહે !

૨૦૬ કોઈ ના સુખ દેતું કે કોઈ ના દુઃખ દઈ શકે,
'હું કરું' ગર્વ એ ખોટો, સ્વકર્મે બદ્ધ છે બધું !

૨૦૭ સત્સંગે જે ગયો દિન તે જાણો અજવાળિયું,
બાકીના દિવસે જાણો અંધારું ઘોર કારમું !

૨૦૮ તરંગોમાં તણાતાં બે લાકડાં સાગરે મળે,
વળી છૂટાં પડે; તેમ મળે સૌ ભવ-સાગરે !

૨૦૯ પ્રવાસી વૃક્ષના છાંયે બેસે, વિશ્રામ લે, અને
ચાલતો થાય; સંસારે પ્રવાસી આપણે બધા !

૨૧૦ સમુદ્ર જળ ના માગે, જળે તોય ભરાય એ,
મહત્ત્વ પાત્ર થાવાનું; સંપત્તિ પાત્રને વરે !

૨૧૧ નહીં વૈર થકી વૈર શમે આંહી કદીય તે,
અવૈરે જ શમે વૈર, એ જ શાશ્વત ધર્મ છે.

૨૧૨ કદાપિ કોઈ કાળે યે વૈરથી વૈર ના શમે,
ઘીની આહુતિએ અગ્નિ પ્રજ્વલિત વધુ બને !

૨૧૩ શાસ્ત્રોનાં ચીંથરાં ફાડે, પોતે કાંઈ કરે નહીં,
ગણે જે પારકી ગાયો, દૂધ તે કેમ પામશે ?

૨૧૪ પાકે ના ત્યાં સુધી પાપ લાગે છે મધ-મીઠડું,
પાક્યું કે ચાર બાજુએ દુઃખનો જ મહોદધિ !

૨૧૫ પર્વતો વાયુના મારે વિચલિત નથી થતા,
તેમ નિંદા અને સ્તુતિ જ્ઞાનીને નહીં આભડે !



૨૧૬ ધીર શું ના સહી લેશે ? દુષ્ટ શું યે નહીં કરે ?
ઉદાર શું ન દેશે ? શું પરાયું સમદષ્ટિને ?

૨૧૭ જીભને કચડે દાંત, દાંત શું પાડી નાખવા ?
સગાં વિઘ્ન કરે તેથી વિવેકી નહીં કોપશે.

૨૧૮ પ્રસન્ન પ્રભુ જે કર્મે તે જ કેવળ કર્મ છે,
જે વિદ્યા પ્રભુ શું જોડે તે વિદ્યા જ યથાર્થ છે.

૨૧૯ બધીયે ઇન્દ્રિયો જીતી, સ્વાદેન્દ્રિય જીતી નહીં,
તો એ જીત અધૂરી છે, જીભ જીતે જ જીત છે !

૨૨૦ કઠોર વેણ દુષ્ટોનાં જેવાં અંતરને વીંધે,
તેવાં તો લોહનાં બાણ નહીં વીંધી શકે કદી !

૨૨૧ નિજ દેહ તણો સાથ દીર્ઘ કાલ રહે નહીં,
તો બીજું કોણ છે એવું જેનો સાથ ટકી રહે ?

૨૨૨ ઉપેક્ષા બ્રહ્મવેત્તા જો કરશે દીન હીનની,
બ્રહ્મ તેનું જશે, જેમ કાણી કુલડીનું જળ !

૨૨૩ તીર્થો ને મૂર્તિઓ ક્યારે ફળે કોણ કહી શકે ?
કિંતુ સંત મહાત્મા તો દર્શને જ ફળી રહે !

૨૨૪ જેનો આરંભ ન્યાયે છે તેવું જ કર્મ ધર્મ છે,
જે આરંભ અનાચારે તેવું કર્મ અધર્મ છે !

૨૨૫ જે સદા સર્વ જીવોનું ઇચ્છે મંગલ સર્વથા,
તેને આ સર્વ દિશાઓ સુખદાત્રી બની રહે !

૨૨૬ પેટ માટે જરૂરી જે ધન તે શાસ્ત્રશુદ્ધ છે,
એથી અધિક જો રાખે વિપ્ર તો એ અશુદ્ધ છે.

૨૨૭ કૃપા વિના પ્રભુજીની ત્રણ વાનાં નહીં મળે,
મનુષ્યત્વ, મુમુક્ષુત્વ, અને સજ્જન-સંગતિ !

૨૨૮ અમૃત મૃત્યુ એ બંને રહ્યાં આ દેહની મહીં,
મોહનું ફળ મૃત્યુ, ને સત્યનું ફળ અમૃત !

૨૨૯ સન્માને હર્ષ ના પામે, ના કોપે અપમાનથી,
કઠોર વેણ ના જીભે, સાચો તે સાધુ જાણવો !

૨૩૦ રસસિદ્ધ કવિઓને ધન્ય છે, ધન્ય છે, અહો !
નથી જેના યશોદેહે જરા-મરણનો ભય !

૨૩૧ ધીરે ધીરે ચલે કીડી, હજારો ગાઉ કાપશે,
જટાયુ બેસી રહેશે તો ડગ એક નહીં વધે !

૨૩૨ નાનું શું સિંહનું બચ્ચું હાથીને હણવા કૂદે,
વય સાથે ન સંબંધ; તેજસ્વીનો સ્વભાવ એ !

૨૩૩ દાન, ભોગ અને નાશ – ધનની આ ગતિ ત્રણ,
ન દીધું-ભોગવ્યું તેના ધનનો નાશ નિશ્ચિત !



૨૩૪ સંપત્તિમાં સદા ચિત્ત મોટાનું ફૂલ-કોમળું,
આપત્તિમાં પરંતુ એ પ્હાડ કેરી શિલા સમું !

૨૩૫ ફૂલભારે નમે વૃક્ષ, જલભારે નમે નભ,
સમૃદ્ધિમાં બને નમ્ર – સજ્જનોનો સ્વભાવ એ !

૨૩૬ શોભે કાન શ્રુતિથી ને શોભે દાન થકી કર,
શોભે સેવા થકી કાયા, વસ્ત્રાભૂષણથી નહીં !

૨૩૭ છુપાયા બે જણા છે આ માનવીના શરીરમાં,
એક શત્રુ, બીજો મિત્ર – આળસ અને ઉદ્યમ !

૨૩૮ તજી કર્મ જપે કૃષ્ણ, તે જાણે નહીં કૃષ્ણને,
કૃષ્ણે તો જન્મ લીધો'તો ધર્મકર્માર્થ કેવળ !

૨૩૯ અસ્થિર જિંદગી છે આ, અસ્થિર ધન-યૌવન,
અસ્થિર પુત્રપત્નીયે, સ્થિર બે—ધર્મ ને યશ !

૨૪૦ અંતરે જે વસ્યું તે તો દૂર તોયે ન દૂર છે,
નથી જે અંતરે તે તો સમીપે તોય દૂર છે.

૨૪૧ મૃત્યુ તો પ્રકૃતિ છે ને જીવવું એ જ વિકૃતિ,
તેથી ક્ષણ રહે પ્રાણ તોયે એ લાભ માનવો !

૨૪૨ સંપત્તિ સાથ મોટાને આપત્તિ યે મળે જ છે,
ચંદ્રને ક્ષય-વૃદ્ધિ છે, તારાઓને કશું નથી !

૨૪૩ ઉપેક્ષા થાય પૂજ્યોની ને અપૂજ્ય પૂજાય જ્યાં,
પધારે એક સાથે ત્યાં – દુષ્કાળ, મૃત્યુ ને ભય !

૨૪૪ અંધારું ભક્ષીને દીવો, જન્માવે કાળું કાજળ,
જે જેવું અન્ન આરોગે તેવી તેની પ્રજા હશે.

૨૪૫ દેવું, અગ્નિ અને શત્રુ શેષ જો રહી જાય તો,
જાગશે એ ફરી, માટે ન એનો શેષ રાખવો !

૨૪૬ પ્રથમે ના રળ્યો વિદ્યા, દ્વિતીયે ના રળ્યો ધન,
તૃતીયે ના રળ્યો કીર્તિ, ચતુર્થે શું ઉકાળશે ?

૨૪૭ અક્રોધે ક્રોધને જીતો, સાધુતાથી અસાધુતા,
કાર્પણ્ય દાનથી જીતો, ને સત્યથી અસત્યને !

૨૪૮ વિદ્યા કલ્પતરુ જેવી, અકાળે પણ દે ફળ,
માતા સમી પ્રવાસોમાં; સાચું છે ગુપ્ત એ ધન !

૨૪૯ વિદ્વાનો કાળ ગાળે છે કાવ્યશાસ્ત્ર – વિનોદમાં,
મૂર્ખનો કાળ વીતે છે નિંદા ને કલહોમહીં !

૨૫૦ આયુષ્ય, કર્મ ને વિદ્યા, ધન ને મૃત્યુ પાંચમું,
જીવના જન્મની સાથે જ આ પાંચેય જન્મતાં !

૨૫૧ વિદ્યા મિત્ર પ્રવાસોમાં, પત્ની મિત્ર ઘરોમહીં,
ઔષધી રોગમાં મિત્ર, ધર્મ મિત્ર મૂઆ પછી !



૨૫૨ સંતાપ, રોગ ને શોક, બંધનો ને વળી દુઃખો,
જાણો આ ફળ છે પાંચે પોતાના પાપ-વૃક્ષનાં !

૨૫૩ ઢગલો ધનની રક્ષા ત્યાગથી જ થઈ શકે,
તળાવ ઉભરાયું તો જળને છોડવું પડે !

૨૫૪ અ–ગર્વી જ્ઞાન, શ્રદ્ધાળુ શૌર્ય ને દાન સ–સ્મિત,
ત્યાગયુક્ત વળી ચિત્ત—આ ચારે અતિ દુર્લભ !

૨૫૫ ભોગવો સુખ આવે તે, ભોગવો દુઃખ તેમ જ,
સુખદુઃખ તણું ચક્ર ગોળ ગોળ ફર્યા કરે !

૨૫૬ સિંહનો પશુઓ દ્વારા અભિષેક થતો નથી,
સ્વપરાક્રમથી એ તો વનરાજ બની રહે !

૨૫૭ વસે છે લક્ષ્મી જિહ્વાગ્રે, જિહ્વાગ્રે મિત્રશત્રુઓ,
જિહ્વાગ્રે બંધ ને મુક્તિ, જિહ્વાગ્રે મરણેય તે !

૨૫૮ ધન છે, તો કરો ધંધો, ઓછું છે તો કરો કૃષિ,
નથી ? તો ચાકરી લઈ લો, ભીખ માગો નહીં કદી !

૨૫૯ સ્પર્શતાં જ હણે હાથી, સર્પ તો સૂંઘતાં હણે,
હસવામાં હણે રાજા, હણે દુષ્ટ ક્ષણે ક્ષણે !

૨૬૦ પશુઓ ગંધથી દેખે, વિદ્વાનો વેદજ્ઞાનથી,
રાજા ગુપ્તચરે દેખે. દેખે બીજાઓ આંખથી !

૨૬૧ યુક્તિયુક્ત વદે વાણી બાળ તો તે સ્વીકારવી,
રવિ નહીં પહોંચે ત્યાં કોડિયું તેજ આપશે !

---

૨૬૨ માણસે રોજરોજે યે આટલું તો વિચારવું;
કે હું આજે પશુ તુલ્ય છું કે માનવ તુલ્ય છું ?

---

૨૬૩ લોભ છે પાપનું મૂળ, લોભી પાપ કરે જ છે,
લોભ છે માનવી માટે ઘાસ ઢાંક્યા કૂવા સમો !

---

૨૬૪ મળે વૈભવ અન્યાયે તેથી તો દીનતા ભલી,
ફૂલે શરીર સોજાથી, તેથી તો કૃશતા ભલી !

---

૨૬૫ પંડિત, શ્રેષ્ઠી ને રાજા, નદી ને વૈદ પાંચમો,
જ્યાં આ પાંચ ન, તે ગામે નિવાસ કરવો નહીં !

---

૨૬૬ ડાહ્યો ના ચાલતાં બન્ને પગ સાથે ઉપાડશે,
બીજું સ્થાન નહીં પાકું તો પ્હેલું નહીં છોડશે !

---

૨૬૭ કાલે કોનું થશે શું તે કોઈએ નથી જાણતું,
તેથી તો કાલનું કાર્ય આજે અબઘડી કરો !

---

૨૬૮ ક્ષયે સંગ્રહનો અંત, પતને ઉન્નતિતણો,
યોગનો અંત વિયોગે, જીવ્યાનો અંત મૃત્યુમાં !

---

૨૬૯ મૈત્રી, જીવદયા, દાન ને વાણી મધુરા વળી,
વશીકરણ એ સાચું ત્રણે લોક વિષે સહી !



૨૭૦ કામી, ક્રોધી અને લોભી ને વળી અર્થદાસના
ભાગ્યમાં સુખશાન્તિની નિદ્રા ક્યારેય હોય ના !

---

૨૭૧ ન માગું સ્વર્ગ કે મોક્ષ, ન માગું રાજપાટ હું,
માગું દુઃખે તપેલા સૌ જીવોના દુઃખનાશને !

---

૨૭૨ પોતાનાં કર્મથી પ્રાણી ચડે કે ઊતરે નીચે,
ચણે જે ઘર તે ઊંચે, ખાડાવાળો નીચે જશે !

---

૨૭૩ આવતા ઉત્સવો શોભે, ન શોભે એ ગયા પછી,
ઊગતાં શોભતો ચંદ્ર પ્રભાતે નથી શોભતો !

---

૨૭૪ તૂટે સંતોષની પાળ ઓચિંતું ધન આવતાં,
ઓચિંતી હેલી વર્ષાની તોડે પાળ તળાવની !

---

૨૭૫ અંધારે દીવડા જેવું લાગે દુઃખ પછી સુખ,
સુખાન્તે દુઃખ આવે તો માનવી મૃત શો બને !

---

૨૭૬ મહાવત વગાડીને નગારું હાથીની પીઠે,
કહે છે કે 'જુઓ સૌ આ ! બુદ્ધિ બળ થકી બડી !'

---

૨૭૭ અવિવેકે છે આપત્તિ, સહસા ના કશું કરો,
વિવેકીને વરે લક્ષ્મી; સંપત્તિ ગુણ-પૂજક !

---

૨૭૮ પુણ્યપ્રેરક ના હોયે કલાકાર તણી કલા,
તો નથી એ કલા સાચી, નેત્ર કીકી વિનાનું એ !

૨૭૯ દેહે મોટો તે ના મોટો, ગુણે બાળ મહાન છે,
મણિને રાખશે રાજા, શિલા ડોકે ન બાંધશે !

૨૮૦ બીજાને બોધ દેવામાં બધા શિષ્ટ બની જશે,
કિંતુ પોતાની વેળાએ શિષ્ટતા વીસરી જશે !

૨૮૧ પત્ની, સંતાન, સમૃદ્ધિ, ને વળી પુણ્ય ભાવના,
સત્કર્મે જ મળે છે એ; નહીં કોઈ પરાક્રમે !

૨૮૨ ડાહ્યો દુર્જનને જીતે યુક્તિથી, નહીં યુદ્ધથી,
આજુબાજુ ભૂમિ ખોદી પાડે એ વડવૃક્ષને !

૨૮૩ યત્ન, સાહસ, ને ધૈર્ય, બુદ્ધિ, શક્તિ, પરાક્રમ,
થાય એકત્ર જ્યાં આ છ, શ્રીહરિ ત્યાં સહાયક !

૨૮૪ દેશભક્ત થયો રંક, વીર પોઢ્યો રણાંગણે,
સહ્યું કર્તવ્યમાં જેણે તેનો યશ ગવાય છે.

૨૮૫ આ જ પાંડિત્ય છે સાચું, આ જ ચાતુર્ય છે ખરું,
આ જ છે બુદ્ધિમત્તા કે આયથી ઓછું ખર્ચવું !

૨૮૬ ખાઈને શુષ્ક તૃણો ને પીને પાણી જલાશયે,
દૂધ દે ગાય માતાજી; ગાય એ લોકમાત છે.

૨૮૭ પોતાની જીભના દોષે બંધાય શુકસારિકા,
બગલો નથી બંધાતો; મૌન સર્વાર્થસાધક !



૨૮૮ નહીં સન્માન જે દેશે, નહીં સ્નેહ, ન બંધુઓ,
નહીં જ્યાં સ્થાન વિદ્યાનું; ત્યાં રોકાવું ક્ષણે નહીં !

૨૮૯ પાપથી વારીએ તો યે પાપાત્મા પાપને ભજે,
પાપમાં પ્રેરીએ તોયે શુભાત્મા શુભને ભજે !

૨૯૦ સજ્જને પાપીની સાથે પાપી ના કદીયે થવું,
કરે જે પાપ તે પોતે પોતાથી જ હણાયેલો !

૨૯૧ આખું નાશ થવા ટાણે ડાહ્યો અર્ધું જતું કરે,
અર્ધાથી એ ચલાવી લે; અર્ધું નાશ થતું બચે !

૨૯૨ લેવું મળથકી સોનું, લેવું અમૃત વિષથી,
લેવી નીચ થકી વિદ્યા, કન્યા-રત્ન કુ-કુલથી !

૨૯૩ પરીક્ષા ભૃત્યની યુદ્ધે, કુટુંબીની વિપત્તિમાં,
આપત્તિમહીં મિત્રોની, ને પત્નીની ધન-ક્ષયે !

૨૯૪ કીડીનું સંઘર્યું ધાન્ય, માખીનું સંઘર્યું મધુ,
લોભીનું સંઘર્યું નાણું, સમૂળું નષ્ટ થાય છે.

૨૯૫ મનોરથે નહીં, કિંતુ ઉદ્યમે કાર્ય થાય છે,
સૂતેલા સિંહના મોંમાં આવી મૃગ નહીં પડે !

૨૯૬ આ લોકે બે જણા જેવા થયા નથી, થશે નહીં:
એક તે માગ્યું દેનારો, બીજો જે માગતો નથી !

૨૯૭ સંયોગે શત્રુથી દુઃખ, વિયોગે દુઃખ મિત્રથી,
બંને છે દુઃખ દેનારાં, તો રે'વું સ્વસ્થ કેમ ના ?

૨૯૮ દાન, યુદ્ધ અને વિદ્યાથી જો રોમાંચ થાય ના,
પોતાને ને બીજાને, તો ફટ્ કહો એ ત્રણેયને !

૨૯૯ વનમાં દવ લાગે તો અગ્નિને વાયુ સાથ દે,
તે વાયુ દીપને ઠારે; રંકનું કોઈ મિત્ર ના !

૩૦૦ હાસ્યપાત્ર થવું સારું, દયાપાત્ર થવું નહીં,
ઉપેક્ષા વીરની સારી, દોસ્તી દુષ્ટતણી નહીં !

૩૦૧ વિપ્ર વિદ્યા થકી શોભે, ક્ષત્રિય જયશ્રી થકી,
લક્ષ્મી દાન થકી શોભે, લજ્જા થકી કુલાંગના !

૩૦૨ 'નથી ! નથી !' કહીને જે યાચકોને કરે દૂર,
તેના ભાવિ લલાટે છે બધેથી જ 'નથી ! નથી !'

૩૦૩ ન માગે ભીખ ભિખારી, દે એ શીખ બધે ફરી:
'દેજો દાન, ન દેશો તો મારા જેવી દશા થશે !'

૩૦૪ વૈદરાજ, નમસ્તે જી, તમે યમ-સહોદર,
યમ તો જીવ લે માત્ર, તમે લો જીવ ને ધન !

૩૦૫ પવિત્ર કૂપનું વારિ, પવિત્ર સ્ત્રી પતિવ્રતા,
પવિત્ર રાજવી સુજ્ઞ, અને સંતોષી બ્રાહ્મણ !



૩૦૬ શૂરને મૃત્યુ છે તૃણ, ધન તૃણ ઉદારને,
ત્યાગીને તૃણ સંસાર, નિઃસ્પૃહીને જગત્ તૃણ !

૩૦૭ અગ્નિ, વિપ્ર, યમ, રાજા, સમુદ્ર, પેટ ને ઘર,
એવાં આ સાત છે કે જે ભરો તોય ભરાય ના !

૩૦૮ સંપદ્, સરસ્વતી, સત્ય, સુપુત્ર, સંતની કૃપા,
સત્તા, સત્કર્મ – આ સાતે સદા દુર્લભ છે જગે !

૩૦૯ પરાયો જો હિતેચ્છુ, તો તેને પોતાનો જાણવો :
દેહનો રોગ તે શત્રુ, મિત્ર છે વન-ઔષધી !

૩૧૦ ટીપે ટીપે કરી જેમ ભરાય ઘટ વારિથી,
તેમ ધર્મ-ધન-વિદ્યા ધીમે ધીમે ભરાય છે !

૩૧૧ કલાકાર ઘડી દેશે પદ્મ–પુષ્પ સુવર્ણનાં,
કિંતુ સુગંધ તો પુષ્પે ભરે છે પ્રભુની કૃપા !

૩૧૨ ગુણી ગુણ ગણાવે ના, નિર્ગુણી બબડ્યા કરે,
કંઠહાર રહે શાન્ત, નુપૂર ચૂપ ના રહે !

૩૧૩ મદથી મુક્ત તે લક્ષ્મી, તૃષ્ણાથી મુક્ત તે સુખ,
વિશ્વાસપાત્ર તે મિત્ર, ને જિતેન્દ્રિય તે નર !

૩૧૪ એકનું જોઈ દુષ્કર્મ બીજો તેવું જ આચરે,
સ્વયં કોઈ વિચારે ના, ગતાનુગતિયા બધા !

૩૧૫ ન શક્તિ દંડ દેવાની, ન શક્તિ ધન-દાનની,
તેનાં કૃપા અને ક્રોધ બેઉ નિષ્ફળ જાણવાં !

૩૧૬ સત્યાનુસારિણી લક્ષ્મી, કીર્તિ ત્યાગાનુસારિણી,
વિદ્યા યત્નાનુસારિણી, બુદ્ધિ કર્માનુસારિણી !

૩૧૭ યથા કર્મ તથા બુદ્ધિ, બુદ્ધિ કર્માનુસારિણી,
છતાં કર્મ કરો સર્વે વિચારી બુદ્ધિપૂર્વક !

૩૧૮ મગ્ન સંસારસુખે ને કહે : 'હું બ્રહ્મજ્ઞાની છું',
એ છે બ્રહ્મ થકી ભ્રષ્ટ, તેને અસ્પૃશ્ય જાણવો !

૩૧૯ વિદ્યાવંતોને દેખી જે માનવી રાજી થાય ના,
ખરી ને શૃંગ વિનાનો એને વૃષભ જાણવો !

૩૨૦ લોભ છે પાપનું મૂળ, વ્યાધિનું મૂળ સ્વાદ છે,
ઇચ્છા છે શોકનું મૂળ, તજે એ ત્રણ તે સુખી !

૩૨૧ રાત્રિએ દીપ છે ચંદ્ર, પ્રભાતે દીપ છે રવિ,
સુપુત્ર દીપ છે કુલે, ત્રિલોકે ધર્મ દીપ છે.

૩૨૨ સુખાર્થીને નહીં વિદ્યા, વિદ્યાર્થીને નહીં સુખ,
સુખ માટે તજો વિદ્યા, વિદ્યા માટે તજો સુખ !

૩૨૩ અન્નદાન મહત્ દાન, વિદ્યાદાન મહત્તર,
અન્નથી ક્ષણની તૃપ્તિ, વિદ્યાથી સર્વ કાળની !



૩૨૪ માતા જો વિષ દેશે, ને વેચશે પુત્રને પિતા,
રાજા જો લૂંટશે, તો એ દુઃખ કહેવા કહીં જવું ?

૩૨૫ વૃથા છે બાણવર્ષા જે લક્ષ્ય જોયા વિના કરી,
તેમ વાણી–શૂરા કેરી વાગ્મિતા છે વૃથા બધી !

૩૨૬ એકડાના અભાવે તો મીંડાં માત્ર મીંડાં જ છે,
અગ્રણીની પૂંઠે ચાલે, શૂન્યનું તો જ મૂલ્ય છે !

૩૨૭ પિંડે પિંડે મતિ ભિન્ન, કુંડે કુંડે નવું જળ,
દેશે દેશે નવી નીતિ, નવી વાણી મુખે મુખે !

૩૨૮ પુસ્તકોમાં રહી વિદ્યા, પરહસ્તે ગયું ધન,
સૈન્ય જો ના ગયું યુદ્ધે, તો નસીબે વિડંબના !

૩૨૯ ધનધાન્યોની લે-દેમાં અને વિદ્યાની પ્રાપ્તિમાં,
ને આહારે વ્યવહારે જે લજ્જાહીન તે સુખી !

૩૩૦ ક્ષણવાર ભલે, તોયે સત્કર્મે જીવવું ભલું,
મળે જો જીવવા લાંબું દુષ્કર્મે, તોય ભૂંડું એ !

૩૩૧ કરે દુષ્કર્મ દુષ્કર્મી, જાહેરાત થકી ડરે,
તો જાણો કે ઊંડે ઊંડે એનામાં શુભ અંશ છે.

૩૩૨ કરે સત્કર્મ સત્કર્મી ને એની ઘોષણા કરે,
તો એ સત્કર્મમાં જાણો દુષ્કર્મતણું બીજ છે !

૩૩૩ જીવ કર્મ કરે પોતે ને પોતે ફળ ભોગવે,
પોતા થકી જ સંસારે પોતે બંધાય કે છૂટે !

૩૩૪ નથી મેઘ સમું વારિ, નથી આત્મા સમું બળ,
નથી ચક્ષુ સમું તેજ, નથી અન્ન સમું શુભ !

૩૩૫ પુરાવિદો કહે સાચું : ચિંતા દારૂણ છે જ્વર,
દવાથી કે પરેજીથી મટે ના જ્વર એ કદી !

૩૩૬ જીવના જોખમે યે તે કર્તવ્ય કરવું રહ્યું,
જીવના જોખમે યે ના અકર્તવ્ય કદી કરો !

૩૩૭ આળસુને નહીં વિદ્યા, વિદ્યાહીનને નહીં ધન,
નિર્ધનીને નહીં મિત્ર, મિત્ર વિના નહીં સુખ !

૩૩૮ લક્ષ્મી તે અન્યને જાશે, પૃથ્વીયે અન્યને જશે,
અનન્યગામિની તો છે કીર્તિ એક પતિવ્રતા !

૩૩૯ દેહ ભંગુરની ચિંતા ન કરો, યશની કરો,
નષ્ટ દેહ થશે તોયે યશ રૂપે એ જીવશે.

૩૪૦ શાલ-ખેસ-સુવસ્ત્રોથી શોભે મૂરખ દૂરથી,
શોભે એ પૂતળા જેવો બોલે ના જ્યાં લગી કશું !

૩૪૧ જન્મથી કોઈ ના મિત્ર, જન્મથી કોઈ ના રિપુ,
સ્વભાવ માનવી કેરો જન્માવે મિત્ર કે રિપુ !



૩૪૨ ગાવા ના ગુણ પોતાના, ડાહ્યો તો જાણી લે સ્વયમ્,
અને જે મૂર્ખ છે તેને કહ્યું તે નહીં કામનું !

૩૪૩ હતાશ બની પોતાને અપમાનિત ના કરો,
સુલભ જો નથી કાંઈ, દુર્લભ કશુંયે નથી !

૩૪૪ પીડીને પ્રાણીઓને જે ધન ભેગું કર્યા કરે,
આપત્તિની નદીઓનો સમુદ્ર એ બની રહે !

૩૪૫ જ્યાં લગી સ્વસ્થ છે દેહ, જ્યાં લગી મૃત્યુ છે દૂરે,
કરી લો આત્મકલ્યાણ, મૂઆ કેડે થવાનું શું ?

૩૪૬ સંપત્તિની સ્તુતિ શું ? એ સ્વભાવે ક્ષુદ્ર ચંચળા,
જુએ ના સજ્જનો સામે, વધાવે દુરાચારીને !

૩૪૭ પૃથ્વીની સર્વ સમૃદ્ધિ આવીને હાથમાં પડે,
તોયે સંતુષ્ટ ના થાશે, માનવી છે સમુદ્ર શો !

૩૪૮ હૈયું જેનું દયાનું છે, ને વાણી સત્યથી ભરી,
પરહિતે ઘસે કાયા, તેને કલિ નહીં નડે !

૩૪૯ થાક્યા વિના વહે ભાર, ટાઢતાપ ગણે નહીં,
સદા સંતોષ – ગુણો આ ત્રણે ગર્દભથી શીખો !

૩૫૦ દૂર શું વ્યવસાયીને ? ભાર શેનો સમર્થને ?
પર શું મિષ્ટભાષીને ? વિદ્વત્તાને વિદેશ શું ?

૩૫૧ યમનિયમનો માર્ગ, માર્ગ સંપત્તિનો જ એ,
બીજો આપત્તિનો માર્ગ – ગ્રહો જે તમને ગમે !

૩૫૨ વૃક્ષ વંટોળથી બીએ, પદ્મ બીએ શિશિરથી,
પર્વતો વજ્રથી બીએ, સાધુ દુર્જનથી બીએ !

૩૫૩ આયુષ્ય કર્મ ને વિદ્યા, ધન ને મૃત્યુ પાંચમું,
જન્મે છે જન્મની સાથે પ્રત્યેક દેહધારીના !

૩૫૪ જે થવાનું થવાનું તે, ન થવાનું થશે નહીં,
– ચિંતાનું ઝેર ઉતારે એવી આ એક ઔષધી !

૩૫૫ હજારો શોકનાં સ્થાન, ભયનાં સ્થાન સેંકડો,
મૂઢને રોજ દેખાશે, જ્ઞાનીને કદીયે નહીં !

૩૫૬ અનિષ્ટ સાધને ઇષ્ટ મળે તોય ન કામનું,
ભળ્યું જો વિષ અમૃતે મોત એ સેવનારનું !

૩૫૭ નિદ્રા, તંદ્રા, ભય, ક્રોધ, આળસ, દીર્ઘસૂત્રતા,
સમૃદ્ધિ ઇચ્છનારાએ તજવા આ છ દોષને !

૩૫૮ કુલ-જન્મે ન કો પૂજ્ય કે ના હન્ય બની જતો,
નિજ કર્મ થકી સૌએ પૂજ્ય કે હન્ય થાય છે.

૩૫૯ નિર્દોષી હું, થવાનું શું મને ? એવું ન ધારશો,
દુષ્ટનાં દુષ્ટ કૃત્યોનો ભય છે ગુણવાનને !



૩૬૦ અશક્ય તે અશક્ય જ, શક્ય તે શક્ય છે સદા,
ગાડું જળે નહીં ચાલે, નૌકા ચાલે ન ભૂમિએ !

૩૬૧ ધર્માર્થે યે ધનેચ્છા તો ન કરો એ જ શ્રેષ્ઠ છે,
લેવા ધોવા થકી દૂર પંકથી રહેવું ઇષ્ટ છે !

૩૬૨ કાયાને સુખ દેનારી સંપત્તિમાં ય આપદા,
વિયોગ યોગની સાથે; જે છે તે સર્વ ભંગુર !

૩૬૩ નથી તે મેળવો, ને જે મેળવ્યું સાચવી રહો,
સાચવ્યું તે વધારો, ને પછી સન્માર્ગે વાપરો !

૩૬૪ દૃષ્ટિ નીચે કરે તેને લાગે કે ઉચ્ચ હું ઘણો,
દૃષ્ટિ ઊંચે કરે તેને લાગે હું સાવ વામણો !

૩૬૫ સ્વાશ્રયે જે જીવે તેનું જાણો સફળ જીવવું,
પરાશ્રયે જીવે તેનું જાણો છે વ્યર્થ જીવવું !

૩૬૬ મહા કષ્ટ પડે મોટી શિલા ઊંચે ચડાવતાં,
પાડતાં ક્ષણ ના લાગે; એવું છે ગુણ–દોષનું !

૩૬૭ કાયરો હારની બીકે કશું કાર્ય નહીં કરે,
કિંતુ અજીર્ણની બીકે ખાવાનું નહીં છોડશે !

૩૬૮ તેજસ્વી તેજ ખુએ તો માનપાત્ર નહીં રહે,
રાખને લાત મારે સૌ, અંગારાને નહીં અડે !

૩૬૯ ક્ષમા શત્રુ અને મિત્રે – સાધુ કેરું એ ભૂષણ,
દંડ ના દુષ્ટને દે તો રાજવીનું એ દૂષણ !

૩૭૦ હીનની ના કૃપા લેવી, લેવો આશ્રય ઉચ્ચનો,
કલાલ દૂધ વેચે તો બધા દારૂ જ માનશે !

૩૭૧ ગુણહીન તણા સંગે પામે મોટો ય અલ્પતા,
હાથી યે આયના સામે અલ્પ બિંબ બની રહે !

૩૭૨ દુઃખ કે ભયની વેળા દ્વિધામાં જે રહ્યા કરે,
કરે ના કર્મ તર્ત જ, તે સંતાપ મહીં સડે !

૩૭૩ મૂઢ તે માનવી છે, જે કરે શોક અશોચ્યનો,
એક દુઃખે બીજું દુઃખ ઉમેરી તે દુઃખી બને !

૩૭૪ સેવે ગુરુજનોને જે સ્વાર્થથી, નહીં ભક્તિથી,
દૂધ માટે જ એ પાળે ગાય, ના ધર્મબુદ્ધિથી !

૩૭૫ આવે વિનય વિદ્યાથી, વિનયે આવે પાત્રતા,
પાત્રતાથી મળે દ્રવ્ય, દ્રવ્યથી ધર્મ ને સુખ !

૩૭૬ કૃતઘ્ની, મિત્ર-દોહી ને ત્રીજો વિશ્વાસભંજક,
આ ત્રણેયે સદાકાળ નર્કમાં જ સડ્યા કરે !

૩૭૭ દુઃખના મારથી જેની બુદ્ધિ ક્ષીણ થતી નથી,
પામે તે બુદ્ધિના તેજે પાર દુઃખ-સમુદ્રનો !



૩૭૮ જીભના સ્વાદનો લોભી માનવી માછલી સમો,
એના જ ઘરમાં એનો અકાળે વધ થાય છે !

૩૭૯ તમે સંપૂર્ણ હો તોયે મિત્રો તો કરવા રહ્યા,
સમુદ્ર પૂર્ણ છે, તોયે પ્રસન્ન ચંદ્રિકા થકી !

૩૮૦ કમાયા ધન, તો સારું ! વિવેકે વાપરો હવે,
દેજો ના વેડફી એને, એ છે પ્રાણ-રસાયણ !

૩૮૧ વિદ્યા વિનય દેનારી જો અવિનય શીખવે,
સ્વમાતા ઝેર આપે તો રાવ ખાવા જવું કહીં ?

૩૮૨ વિશ્વાસે જે રહ્યો તેને છળવામાં ન ચાતુરી,
ખોળામાં જે સૂતો તેને હણવામાં ન વીરતા !

૩૮૩ રાગદ્વેષે અભિમાને, દ્રોહે ને પાપકર્મમાં,
વળી અપ્રિય કર્મે, જે કરે વિલંબ તે શુભ !

૩૮૪ અંતરાત્મા સુખી જેથી તે કર્મ કરવું ઘટે,
અંતરાત્મા દુઃખી જેથી તે કર્મ તજવું ઘટે !

૩૮૫ અધર્મી ધનના યોગે કદી કોક સુખી થશે,
થશે કિંતુ, કમાનારો પાપનો ભોગ એકલો !

૩૮૬ વિપ્ર વિદ્યા વિનાનો તે નામનો વિપ્ર જાણવો,
કાષ્ઠના હાથી જેવો એ, ચર્મના મૃગલા સમો !

૩૮૭ નથી દેવ વસ્યા કાષ્ઠે, ન પાષાણે, ન માટીમાં,
ભાવમાં જ વસે દેવ, માટે ભાવ જ મુખ્ય છે !

૩૮૮ નથી તપ ક્ષમા જેવું, નથી સંતોષ શું સુખ,
નથી તૃષ્ણા સમો વ્યાધિ, નથી ધર્મ દયા સમો !

૩૮૯ લક્ષ્મીને ક્રોધથી રક્ષો, રક્ષો દ્વેષ થકી તપ,
વિદ્યા રક્ષો પ્રશંસાથી, રક્ષો આત્મા પ્રમાદથી !

૩૯૦ પથ્ય ને જે પચે એવો ગ્રાસ જ મુખ નાખવો,
પરિણામે કરે હિત એ પ્હેલું જ વિચારવું !

૩૯૧ ઈર્ષ્યા, ઘૃણા, અસંતોષ, ક્રોધ ને વ્હેમીલાપણું,
જીવવું પરની આશે – આ છ છે દુઃખનાં ઘર !

૩૯૨ માતા પિતા અને ગુરુ તણું પ્રિય સદા કરો,
એ ત્રણે તુષ્ટ, તો જાણો સિદ્ધ છે જ બધાં તપ !

૩૯૩ જે કર્મ પરના જોરે, યત્ને તે કર્મ છોડવું,
જે કર્મ નિજના જોરે યત્ને તે પાર પાડવું.

૩૯૪ સર્વે પવિત્રતાઓમાં અર્થ-પાવિત્ર્ય શ્રેષ્ઠ છે,
અર્થની શુદ્ધિ તે શુદ્ધિ, માટી ને જળની નહીં !

૩૯૫ પદ્મ ને પોયણું જન્મે પાણીમાં માછલાં સહ,
જન્મ એક સ્થળે તોયે સ્વભાવે સૌ જુદાં જુદાં !



૩૯૬ ધન પૂંઠે બનો ઘેલા તેવા વિદ્યા પૂંઠે બનો,
સત્તા કાજે ઝૂઝો એવા સદાચાર વિશે ઝુઝો !

૩૯૭ ઉપકાર કરે નાનો તેવો મોટો નહીં કરે,
તૃષા છિપાવશે કૂવો, સમુદ્ર એ નહીં કરે !

૩૯૮ ગુણીના ગુણનું મૂલ્ય ગુણજ્ઞ એક જાણતો,
નાક સુગંધને જાણે, નેત્ર જાણે ન ગંધને !

૩૯૯ જેમ ધન વધે તેમ ધનનો લોભ યે વધે,
હિમ જેમ ઉનાળામાં વધુ શીતળતા ધરે !

૪૦૦ મૌન જો સેવવા ઇચ્છા સાધુનું મૌન સેવજો,
ખલના મૌનથી તો, ભઈ, જોજનો દૂર ભાગજો !

૪૦૧ વિપત્તિ આપતા પૂર્વે પ્રભુ દે સુખસંપદા,
ને જુએ સુખ માટે એ યોગ્ય છે કે અયોગ્ય છે !

૪૦૨ પ્રસન્ન પ્રભુ જેનાથી ને જેને એ કરે કૃપા,
તેને વિપત્તિમાં તાવી શુદ્ધ બુદ્ધ કરે સ્વયં.

૪૦૩ તેને શો બુદ્ધિનો ગર્વ જે જીવે પર-બુદ્ધિએ ?
ઘરેણાં જે ઉછીનાં છે તેનો ગર્વ શું કામનો ?

૪૦૪ અતિ પરિચયે આવે અવજ્ઞા માનવીમહીં,
ગંગાતીરે વસેલા સૌ ગંગાને ભજતા નથી !

૪૦૫ નિર્લોભી, ત્યાગી ને ભક્ત, જ્ઞાની, નિષ્કપટીતણો
ન લે આશ્રય જો લક્ષ્મી, તો તેની ખોટ લક્ષ્મીને !

---

૪૦૬ ગુણને જાણીને કોક કરે સ્નેહ ગરીબને,
પરદુઃખે દુઃખી થઈને કરે પર-કાર્ય કોક જ !

---

૪૦૭ વાદળે વર્ષીવર્ષીને તને ન્યાલ કરી દીધું,
સરોવર, હવે તારે ઉદાર બનવું રહ્યું !

---

૪૦૮ યત્નનો જ અધિકાર માનવીને મળેલ છે,
કરે યત્ન છતાં કાર્ય પડે પાર ન, તોય શું ?

---

૪૦૯ મને તારી દયા આવે, સમુદ્ર, આવું જોઈને,
ભર્યો તોય ન તરસ્યાને ટીપું યે તું દઈ શકે !

---

૪૧૦ ભલે તું રત્નભંડારી, સમુદ્ર, તેથી શું વળ્યું ?
છિપાવે ના શકે તું તો તૃષાયે ક્ષુદ્ર પંખીની !

---

૪૧૧ ધાનનો કણ છોડીને, મોટા ફળની લાલચે,
નાળિયેર ગયો ખાવા ! – ચાંચ પોપટની તૂટી !

---

૪૧૨ કરી રત્નતણી આશે સેવા રત્નાકર તણી,
રત્નો તો ના મળ્યાં, કિંતુ મોઢું ખારું જળે થયું !

---

૪૧૩ નદીઓને લૂંટી કીધું સમુદ્રે શું પરાક્રમ ?
મીઠું જળ કર્યું ખારું ને પોષ્યો વનવાનલ !



૪૧૪ ઠારે જે પૃથ્વીની તૃષા તે ભલી મેઘ-ગર્જના,
સમુદ્ર, તું કયા મોઢે કરે, નિર્લજ્જ, ગર્જના ?

---

૪૧૫ તળાવ, તું ભરેલું છે, તો તૃષા ફેડ સર્વની,
ઉનાળે તું થશે કૃશ, લ્હાવો આવો નહીં મળે !

---

૪૧૬ ધન્ય, ધન્ય, તને કૂપ, તું જાણે મર્મ દાનનો,
પાત્રની પાત્રતા માપી આપે તેને તું તેટલું !

---

૪૧૭ વિના સંસ્કાર ના કોઈ માનવી માન પામશે,
હીરો સંસ્કાર વિનાનો ન ડોકે કોઈ બાંધશે !

---

૪૧૮ કાચને ગણીને રત્ન રાજા જો મુગટે જડે,
રાજાનું ના રહે મૂલ્ય, કાચ તો કાચ છે સદા !

---

૪૧૯ ગમે ના ઊંટને દ્રાક્ષ, તેને તો બોરડી ગમે,
વગોવે ઊંટ છો, તોયે રહેશે દ્રાક્ષ સુધા સમી !

---

૪૨૦ ના શક્તિ ભાર વ્હેવાની, કે ના ગુણ સવારીનો,
વૃષભ મંદિરોનો આ રોજ મિષ્ટાન્ન ઝાપટે !

---

૪૨૧ કૂવાનાં દેડકાં, દેખો, ડ્રાઉં ડ્રાઉં કર્યાં કરે,
હાથીની સૂંઢ જેવો ના દેખાયો નાગ ત્યાં લગી !

---

૪૨૨ ન આપે ફળ ને ફૂલ, જુઓ ચંદનવૃક્ષ આ,
છતાં સર્પ ભજે એને ભાળી આંતરગુણને !

૪૨૩ ન જેવા દોષ બીજાના મોટા દેખાય દુષ્ટને,
પોતાના પ્હાડ જેવા એ દેખે, તોય ન દેખતો !

૪૨૪ અન્યના અલ્પ ગુણોને પ્હાડ જેવા કરી જુએ,
ને પ્રફુલ્લ બને ચિત્તે, ધન્ય એ સંતવર્યને !

૪૨૫ હમેશાં પ્રિય બોલે જે એવા તો બહુયે મળે,
અપ્રિય સત્યના વક્તા ને શ્રોતા બેઉ દુર્લભ !

૪૨૬ રૂપ તે નરની શોભા, ગુણ શોભા એ રૂપની,
જ્ઞાન તે ગુણની શોભા, ક્ષમા શોભા એ જ્ઞાનની !

૪૨૭ પાત્રાપાત્ર તણો ભેદ ગાય ને સર્પ શીખવે,
કરે ગૌ ઘાસનું દૂધ ને સર્પ દૂધનું વિષ !

૪૨૮ ન શોભે કાગમાં હંસ, ન શાર્દુલ શિયાળમાં,
ન શોભે ખરમાં અશ્વ, ન પંડિત નિરક્ષરે !

૪૨૯ ન જૂનું તે બધું સારું, ન નવું સર્વ સુંદર,
વિવેકે જાણશે સુજ્ઞ, ને મૂઢ પરબુદ્ધિએ !

૪૩૦ જન્મથી જ ઉપાધિમાં રહે તોય શીખે નહીં,
કાગ ન્હાય દૂધે તોયે કાળો – એવો આ માનવી !

૪૩૧ વસ્ત્રનો મહિમા મોટો, વસ્ત્રનું બહુ મૂલ્ય છે,
પીતામ્બરને મળે લક્ષ્મી, દિગંબરને મળે વિષ !



૪૩૨ ભર્યો ઘડો નહીં બોલે, અધૂરો બબડ્યા કરે,
ગુણી નહીં કરે ગર્વ, ગુણહીન બરાડશે.

૪૩૩ ગૃહત્યાગે વિપત્તિ છે ક્ષુદ્રને, નહીં ગુણીને,
રત્ન રાજગૃહે પ્હોંચે, દેડકો બગ-મુખમાં !

૪૩૪ સૂર્યને જોઈને પદ્મ, ચંદ્રને જોઈ પોયણું,
જોજનો દૂર છે, તોયે ખીલે છે મિત્ર મિત્રથી !

૪૩૫ ગુણ શું તે ન જાણે તે ઉપેક્ષા ગુણની કરે,
મોતી તજી ચણોઠીનો હારડો ડોકમાં ધરે !

૪૩૬ મિષ્ટાન્ન ભૂંડને શું ? ને પંખીને મણિરત્ન શું ?
અંધને દીપ શું ? ને શું મૂર્ખને ભગવદ્કથા ?

૪૩૭ પ્રાતઃકાલ તણી છાયા સમી દુર્જન-દોસ્તી છે,
જન્મે દીર્ઘ, પછી ધીરે ધીરે એ ઘટતી જશે !

૪૩૮ સાયંકાલ તણી છાયા સમી સજ્જન-મૈત્રી છે,
જન્મે ટૂંકી, પછી ધીરે ધીરે એ વધતી જશે !

૪૩૯ દયા છે એ જ છે ધર્મ, આરોગ્ય એ જ સુખ છે,
સદ્ભાવ એ જ છે સ્નેહ, વિવેક એ જ જ્ઞાન છે.

૪૪૦ પૂછો ના રૂપ કે કુળ, પૂછો ગુણ અને શીલ,
પૂછો ના પદ કે નાણું, પૂછો યત્ન અને શ્રમ !

૪૪૧ પશુઓયે લઢી જાણે, ભણી જાણે છે પોપટ,
પરંતુ દાન દઈ જાણે તે શૂરો, તે જ પંડિત !

૪૪૨ ગુણથી રૂપ શોભે છે, શોભે છે કુળ શીલથી,
વિદ્યા સિદ્ધિથી શોભે છે, શોભે છે ધન દાનથી !

૪૪૩ અંકુશે વશ હાથી ને ઘોડો તે વશ ચાબુકે,
શિંગડું વશ લાઠીથી, દુર્જનો વશ શસ્ત્રથી !

૪૪૪ શૂર, સિંહ અને હાથી, વિદેશે વિજયો વરે,
કાગ, કાપુરુષો, ભેંશો જન્મે ત્યાં જ રહે, મરે !

૪૪૫ નથી વિદ્યા સમું નેત્ર, નથી સત્ય સમું તપ,
નથી રાગ સમું દુઃખ, નથી ત્યાગ સમું સુખ !

૪૪૬ થયો વૃદ્ધ, નથી તેમાં દુઃખનું કાંઈ કારણ,
દુઃખ તો એક વાતે કે કશું તેં સિદ્ધ ના કર્યું !

૪૪૭ નથી મૃત્યુતણું દુઃખ, દુઃખ છે બીજી વાતનું,
કે જીવ્યા આટલું તોયે ખપ લાગ્યા ન કોઈને !

૪૪૮ આપત્તિથી બચાવે છે, તેથી જ ધન ઇષ્ટ છે,
કિંતુ અતિપણું એનું આણે આપત્તિ આંગણે !

૪૪૯ દાન શ્રીમંતનો ગુણ, સ્વમાન ગુણ રંકનો,
નમ્રતા નૃપનો ગુણ, ને સેવા ગુણ સંતનો !



૪૫૦ સહી લો શક્તિવંતાને, એ ન હોય સહિષ્ણુતા,
સહો દુર્બળનાં વેણ કડવાં –. એ સહિષ્ણુતા !

૪૫૧ પ્રગતિની મહેચ્છા જ્યાં નથી એ નર રંક છે,
ન જાણે મર્મ જો આનો તો શ્રીમંતો ય રંક છે !

૪૫૨ પોતાનું જે કમાયેલું પોતા માટે જ વાપરે,
પોતાના પિંજરે કેદી – કોશેટા મહીં કીટ શો !

૪૫૩ નથી ભેદ, છતાં નાથ, હું તારો, મારો તું નથી,
તરંગ છે સમુદ્રોનો, સમુદ્ર ના તરંગનો !

૪૫૪ બધા માર્ગો થયા નષ્ટ, કાળ આ ખલ ધર્મનો,
બધે પાખંડ છે ત્યારે કૃષ્ણ એ જ ગતિ મમ !

૪૫૫ નિવાસ વૃક્ષ નીચે, ને જમે જે કર-પાત્રમાં,
લક્ષ્મી સામું જુએ ના જે, સંન્યાસી ભાગ્યવંત એ!

૪૫૬ સ્નેહ, સૌખ્ય, દયા તો શું, પરંતુ જાનકી ય તે,
લોક-આરાધના અર્થે ત્યાગતાં ન મને વ્યથા !

૪૫૭ પિતાજી જીવતા'તા ને પરણેલા આપણે નવા,
ચિંતા માતાઓના માથે,–એ દિનો આપણા ગયા !

૪૫૮ જોડે છે બે પદાર્થોને કોઈ આંતર કારણ,
પ્રીતિ થાતી નથી કોઈ બાહ્ય ઉપાધિથી કદી !

૪૫૯ કઠોર વજ્રથીયે ને પુષ્પથી પણ કોમળાં,
ચિત્ત અલૌકિકો કેરાં; કો એનો પાર પામશે ?

---

૪૬૦ પૂર્વ જન્મે કર્યાં કર્મ તે દૈવ કહેવાય છે,
માટે કરો પુરુષાર્થ; વિધાતા દૈવના તમે !

---

૪૬૧ ફરી ફરી કરો કર્મ, કરો કર્મ ફરી ફરી,
કર્મને જે નહીં છોડે તેને લક્ષ્મી ન છોડશે !

---

૪૬૨ શોકાકુલ વધૂઓ જ્યાં, કુળ તે નાશ પામશે,
સંતુષ્ટ વધૂઓ જ્યાં તે કુળ સમૃદ્ધિ પામશે !

---

૪૬૩ ભર્તા ભાર્યાથી સંતુષ્ટ, ભાર્યા ભર્તા થકી વળી,
જે કુળે તે કુળે નિત્ય જલે કલ્યાણનો દીપ !

---

૪૬૪ જીવે જેમ બધાં પ્રાણી વિશ્વે એક હવા થકી,
ત્રણે ય આશ્રમો તેમ ગૃહસ્થાશ્રમથી જીવે !

---

૪૬૫ માતાપિતા સહે કષ્ટ બાળ-જન્મ ઉછેરમાં,
ના કદી બદલો એનો સો જન્મેય વળી શકે !

---

૪૬૬ કરો સેવા પિતાની, ને પાળો આજ્ઞા પિતાતણી,
નથી આના થકી મોટો બીજો આચાર ધર્મનો !

---

૪૬૭ માતાપિતા અને મિત્ર સ્વભાવે હિતકારી છે,
બીજા નિજ હિતે તારું હિત દેખાડી છેતરે !



૪૬૮ ભાર્યા વિશ્વાસનું ધામ પ્રવાસીને વિપત્તિમાં,
ભાર્યાવાળો જ વિશ્વસ્ય, ભાર્યા એ જ ખરી ગતિ !

---

૪૬૯ સૂર્ય વિના ટકે પૃથ્વી, જળ વિના ટકે કૃષિ,
પરંતુ રામ વિનાનો મારો દેહ નહીં ટકે !

---

૪૭૦ મનથી ધાર્યું જે કાર્ય ના કદી બોલી નાખવું,
ખૂલી ગઈ બાંધી મૂઠી તો સિધ્ધિ કેમ કરી થશે ?

---

૪૭૧ ગુણી જ ગુણવાળાનો ગુણ જાણે અને કહે,
હિમાલયો તણો ભાર ધરિત્રી એક જાણતી !

---

૪૭૨ હણવામાં સ્વજાતિને મોટા મોટપ માનતા,
બાજ પંખી, છતાં બીજાં પંખીઓને હણે, જુઓ !

---

૪૭૩ સેવામાં ને કથા માંહે આસક્તિ જેની છે દૃઢ,
એનો નાશ કદીયે ના થવાનો, નક્કી માનજો !

---

૪૭૪ આલસ્ય છે મહા રિપુ સંતાયો નર-દેહમાં,
ઉદ્યમ છે મહા મિત્ર – ન થાકે, થાકવા ન દે !

---

૪૭૫ ભોગ ના ભોગવે કોઈ, ભોગ સર્વને ભોગવે,
નથી કાળ જતો, કિંતુ આપણે જઈએ છીએ;
નથી તપ થતું તપ્ત, આપણે તપીએ છીએ,
નથી તૃષ્ણા નથી જીર્ણ, આપણે થઈએ છીએ.

૪૭૬ વિના સ્વાર્થ કરે કામ પારકાનું તે ઉત્તમ,
સ્વાર્થ સાધી કરે કામ પારકાનું તે મધ્યમ;
સ્વાર્થ સારુ બગાડે જે પારકાનું તે દાનવ,
પરંતુ જે વિના સ્વાર્થે બગાડે પારકા તણું
ઓળખાવું તમોને હું, કહો, તેને શું નામથી ?

૪૭૭ ધનને જ મળે મિત્રો, ધનને જ મળે સગાં,
ધનવાન જ ડાહ્યો ને ધનવાન જ સજ્જન !
ધનવાન જ શૂરો ને ધનવાન જ બુદ્ધિમાન્,
દૃષ્ટિએ દુનિયાની તો ધનવાન જ ધર્મવાન્ !

૪૭૮ કજિયો ટાળવો છે ? તો જુઓ પોતાની ભૂલને,
અખંડ રાખવી મૈત્રી ? તો હૈયું હેતથી ભરો,
જોવી છે હાડમારી ? તો વાણીમાં વક્રતા ભરો,
જોવી છે પાયમાલી ? તો મિજાજ ખાંડીનો કરો !

૪૭૯ ઉપાધ્યાય થકી શ્રેષ્ઠ આચાર્ય દશ વાર છે,
આચાર્ય થકી યે શ્રેષ્ઠ પિતાશ્રી દશવાર છે;
પિતા થકી વળી શ્રેષ્ઠ માતુશ્રી દશવાર છે,
માતા પૃથ્વી-સ્વરૂપા છે, માતા અગ્નિ સ્વરૂપ છે !

૪૮૦ જડતા બુદ્ધિની કાપે, ને સીંચે સત્ય વાણીમાં,
બતાવે ઉન્નતિનો ને માર્ગ સન્માનનો વળી;
પ્રેરે પ્રસન્નતા ચિત્તે, પ્રસારે કીર્તિ વિશ્વમાં,
કહો, સત્સંગતિથી શો ચમત્કાર નથી થતો ?



૪૮૧ ખજાનો આ નિરાળો છે, માતાજી શારદા તણો,
વાપરો તો વધે છે એ, સંગ્રહે ક્ષીણ થાય છે;
નહીં ચોરાય કે રાજા નહીં જપ્ત કરી શકે,
નહીં માગી શકે ભાઈ એમાં ભાગ કદાપિ યે;
નહીં વળી કશો ભાર, ઉપાડીને ફરો બધે,
બધાં ધન થકી મોટું વિદ્યાધન ખરેખરું !

૪૮૨ કંકણ મણિથી શોભે, શોભે કંકણથી મણિ,
મણિ-કંકણ બંનેથી શોભે છે કર આપણો !
શોભે કવિ થકી રાજા, શોભે રાજાથકી કવિ,
કવિ ને રાજવી બેથી શોભે રાજસભા વળી !
શશીથી રાત્રિ શોભે ને શોભે રાત્રિ શશીથકી,
નભો મંડળ શોભે છે રાત્રિ ને શશી બેઉથી !

૪૮૩ કેરીની કીર્તિ દેખીને ફળોમાં દ્વેષ જાગિયો,
ગર્ભ શ્રીફળનો દ્વેષે જળ રૂપ બની ગયો !
અધોમુખ બન્યાં કેળાં, દ્રાક્ષ નાની બની ગઈ,
અને જાંબુ બન્યાં કાળાં ! દ્વેષ નાચીજ ચીજ છે !

૪૮૪ ગુલાબી ફૂલ દેખીને શીમળાનું, કહે શુકઃ
'આનું ફળ થશે મોટું, મજા ખાવાની આવશે.'
આશાએ એ રહ્યો એવી; વૃક્ષને ફળ તો થયું.
પાક્યું, ફાટ્યું અને એનું રૂ ઊડી વાયરે ગયું !

૪૮૫ કોણ અંધ? ન દેખે જે કરવા યોગ્ય કાર્યને,
કોણ મૂક? ન બોલે જે સમયે મિષ્ટ વાક્યને!
કોણ બહેરો? સૂણે ના જે દુઃખીના દુઃખની કથા,
કોણ મૂઢ? ન જાણે જે મૂગા જીવતણી વ્યથા!

---

૪૮૬ પસ્તાવાનું લખેલું છે ભાગ્યમાં જણ ચારના,
એક જેણે યુવાનીમાં બચાવ્યું ધન ના કશું;
બીજો તે જે ભણ્યો ના, ને ત્રીજો જેણે નશો કર્યો;
ચોથો જેણે અહંકારે મિત્ર ના કોઈને કર્યો!

---

૪૮૭ ચિતા-ભસ્મ શરીરે ને ખાય વિષ, દિગંબર,
જટા માથે અને કંઠે હાર સર્પ તણો ધરે;
એવો એ ભૂતનો નાથ, વિશ્વનાથ બની ગયો!
ગ્રહ્યો હાથ ભવાનીનો તેનું જ શુભ આ ફળ!

---

૪૮૮ ક્રોધને કાબૂમાં રાખે ને સત્યવચને રહે,
ઉપાસે જે અહિંસાને, તે જ છે એક બ્રાહ્મણ!
સર્વ ધર્મ તણો પ્રેમી ને જે શુદ્ધ સુવર્ણ શો,
સર્વના હિતનો હામી, તે જ છે એક બ્રાહ્મણ!

---

૪૮૯ કરે પ્રસન્ન પિતાને સચ્ચરિત્રે તે પુત્ર છે,
હિત ઇચ્છે સદાયે જે પતિનું તે જ પત્ની છે;
સુખદુઃખે રહે સાથી તે જ કેવળ મિત્ર છે:
મહાપુણ્યે મળે છે આ ત્રણે સાથે ય કોકને!



૪૯૦ શોભે છે કાન શ્રુતિથી, નહીં કુંડળથી કદી,
શોભે છે દાનથી હાથ, નહીં કંકણથી કદી;
શોભે છે દેહ સેવાથી, નહીં ચંદન-લેપથી,
કર્યું જે કામ નિઃસ્વાર્થે પરનું, તે જ શોભશે.

---

૪૯૧ રેતીને પીલીને તેલ તમે કાઢી શકો કદી,
ઝાંઝવાંનાં પીને પાણી તૃષાયે છીપવો કદી;
અને શોધી શકો કાઢી સસલાનુંય શિંગડું;
હઠીલા મૂર્ખને કિંતુ સમજાવી નહીં શકો!

---

૪૯૨ સ્વર્ગથી ઊતરી ગંગા શિવના મસ્તકે પડી,
ત્યાંથી પડી ગિરિ-માથે, ગિરિથી ભૂમિએ પડી;
વળી નીચે, વળી નીચે, સમુદ્રે જઈને પડી,
વિવેકભ્રષ્ટનો આમ વિનિપાત થયા કરે!

---

૪૯૩ પાણીથી આગ બુઝાવો, ખાળો છત્રીથી તાપને,
ડફણાં દો ગધેડાને, ને દો અંકુશ હાથીને;
દવાથી રોગને દાબો, ઝેરને વળી મંત્રથી;
– ઓસડ છે બધાનું યે; ઓસડ મૂર્ખનું નથી!

---

૪૯૪ નીચ તો વિઘ્નની બીકે કાર્યારંભ નહીં કરે,
બીજા આરંભશે, કિંતુ વિઘ્ન દેખી હટી જશે;
પરંતુ શ્રેષ્ઠ જે, તે તો આરંભ્યું નહીં છોડશે,
ભલે આવ્યા કરે વિઘ્નો માર્ગમાંહે ફરી ફરી!

**૪૯૫**

સર્પો પીએ પવનને, નહીં તોય રાંકા,
ને ખાય હાથી તૃણ, તોય બને બલિષ્ઠ;
જીવે વને મુનિવરો ફલમૂલ સેવી,
સંતોષ એ જ પરમાશ્રય પ્રાણીઓનો !

---

**૪૯૬**

સાહિત્ય – સંગીત – કલા હીણો જે,
એ પુચ્છ ને શૃંગહીણો પશુ છે,
એ ઘાસ ખાતો નથી કોઈ કાળે
સદ્ભાગ્ય છે એટલું તો પશુનું !

---

**૪૯૭**

જેને ન વિદ્યા, તપ, દાન, જ્ઞાન,
જેને ન ગુણો, નહીં શીલ ધર્મ,
એ મૃત્યુલોકે બની ભારરૂપ
મનુષ્ય રૂપે મૃગલું ફરે છે.

---

**૪૯૮**

ન એ સભા જ્યાં નહીં હોય વૃદ્ધો,
એ નોય વૃદ્ધો જે વદે ન ધર્મ,
એ નોય ધર્મ જહીં નોય સત્ય,
એ નોય સત્ય જહીં ગુપ્ત છે છલ !

---

**૪૯૯**

નિંદા કરે નીતિ–શૂરા કદી, યા વખાણે,
લક્ષ્મી પધારે ઘર કે ઘરમાંથી જાય,
કે થાય મૃત્યુ હમણાં જ કે દીર્ઘકાળે,
ન ન્યાયમાર્ગ થકી લેશ ચળે સુધીર !



**૫૦૦**

જો છે મનમાં લોભ, તો બંધનનું કામ શું ?
જો છે નામ બદનામ, તો મૃત્યુનું કામ શું ?
જો છે નિર્મળ સાચ, તો તપસ્યાનું કામ શું ?
જો છે ચિત્ત વિશુદ્ધ તો તીરથનું કામ શું ?
જો છે વિદ્યાધન, અન્ય દ્રવ્યનું કામ શું ?
જો છે કીર્તિધ્વજ, અલંકારનું કામ શું ?
જો છે વિનયવિવેક, તો વિજયનું કામ શું ?
જો છે જીભે નામ, તો સિદ્ધિનું કામ શું ?

---

**૫૦૧**

વિદ્યા માણસનું વિશિષ્ટ રૂપ છે, સાચું છૂપું દ્રવ્ય છે,
વિદ્યા દે યશ, ભોગ, સુખ સઘળાં, વિદ્યા ગુરુનો ગુરુ,
વિદ્યા મિત્ર વિદેશમાં બની રહે, વિદ્યા ખરી દેવતા,
વિદ્યા સદા પૂજાય રાજભવને, વિદ્યા વિનાનો પશુ !

---

**૫૦૨**

શોભાવે નરના ન કંઠ-કરને હીરા શશી ઊજળા,
કે ના સ્નાન સુગંધ લેપ કુસુમો કે કેશ-સંમાર્જના;
કિંતુ એક વિશુદ્ધ વાણી નરને શોભાવતી સર્વદા,
બીજાં ભૂષણ વ્યર્થ, ભૂષણ તણું વાણી મહાભૂષણ !

---

**૫૦૩**

ક્ષમા છે, પછી કામ શું કવચનું ?
વિદ્યા છે, પછી કામ શું ધનતણું ?
મિત્રો છે, પછી કામ શું અમૃતનું ?
દુષ્ટો છે, પછી કામ શું સરપનું ?
ગુસ્સો છે, પછી કામ શું રિપુતણું ?
જ્ઞાતિ છે, પછી કામ શું આગનું ?

**૫૦૪** તૃષ્ણા છોડ, ક્ષમા ભજ, તજ મદ, પાપે પ્રવૃત્તિ નહીં,
બોલો સત્ય, અનુસરો સુજનને, સેવો સદા જ્ઞાનીને;
છુપાવો નિજ ગુણ, ને વડીલને ને માન્યને માન દો,
રક્ષો કીર્તિ, દયા કરો દીન પરે !–સાચાનાં આ લક્ષણો.

---

**૫૦૫** પરોપકારાર્થ ફળે તરુઓ,
પરોપકારાર્થ વહે નદીઓ,
પરોપકારાર્થ દે દૂધ ગાયો,
પરોપકારાર્થ જ આ શરીર !

---

**૫૦૬** રે રે ચાતક, એક ચિત્ત થઈ તું, મારું જરી સૂણજે,
સોહે વાદળ તો ઘણાંય ગગને, ના એ બધાં કામનાં;
એમાં કોક જ ભીંજવે ધરતીને, બીજાં વૃથા ગર્જતાં,
જે દેખે તે બધાયની ય સમીપે તું દીન થૈ યાચ મા !

---

**૫૦૭** સોનેમઢી ચાંચ જો કાગડાની,
મણિમઢ્યા બે ચરણોય એના,
ને બેઉ પાંખો મઢી મોતીડેથી,
તથાપિ તે કાગ, ન રાજહંસ !

---

**૫૦૮** ભૂખે પીડાતો તજશે સ્ત્રી-પુત્ર,
ખાશે ભૂખી સાપણ નિજ અંડ,
ભૂખે પીડાતો શું કરે ન પાપ ?
ભૂખ્યા જનો નિર્દય તો બને છે !



**૫૦૯** જ્યાં સુધી છે શરીર દઢ, ને દુષ્ટ વાર્ધક્ય આઘું,
જ્યાં સુધી બળ ઇન્દ્રિયોનું ચડતું, ને જોર આયુષ્યનું;
ત્યાં સુધી સુજને સુકર્મ કરવું જે આત્મકલ્યાણનું,
લાગી આગ ઘરે, પછી શું કરવા જાવું કૂવો ખોદવા ?

---

**૫૧૦** જેને છે સંતોષ કૂપ-જળથી તે છો ખુશી કૂપથી,
જેને છે સંતોષ વાવ-જળનો તે છો ખુશી વાવથી,
જેને વારિ ગમે નદી-નદ તણું તે છો પીએ તે સુખે,
કિંતુ ચાતક મેઘબિંદુ વીણ કંઈ બીજું કદી નહિ પીએ !

---

**૫૧૧** યાચકને જો આપે નહિ તો એ ધનને શું કરવાનું ?
દુશ્મનને જો ડારે નહિ તો એ બળને શું કરવાનું ?
આચરણમાં મુકાય નહિ તો વિદ્યાનું શું કરવાનું ?
મનડાને વશ રાખે નહિ તો જીવતરનું શું કરવાનું ?

---

**૫૧૨** શાસ્ત્રો જુદાં ને સ્મૃતિઓ ય જુદી,
ન એક મુનિ સહુનેય માન્ય;
રહ્યું ગુફામાં ગૂઢ ધર્મ-તત્ત્વ,
મહાજનો જાય તે એક માર્ગ !

---

**૫૧૩** પાત્રે કરી દાન થશે ધનાઢ્ય,
ધન-પ્રભાવે કરશે એ પુણ્ય,
એ પુણ્યથી પામશે સ્વર્ગલોક
ને જન્મશે એ ફરી શ્રેષ્ઠી-ઘેર !

**૫૧૪**

જ્યાં લક્ષ્મી ત્યાં ના વિનતી-વિવેક,
જ્યાં ના અતિથિ, તહીં નોય લક્ષ્મી;
ને જ્યાં ન એ બેઉ તહીં ન વિદ્યા –
ત્રણે તણો સંગમ સાવ દુર્લભ !

---

**૫૧૫**

પીસો પીસો ફરી ફરી છતાં ચંદને તો સુગંધ,
કાપો કાપો ફરી ફરી છતાં શેરડી તો સુમિષ્ટ;
બાળો બાળો ફરી ફરી છતાં સોનું રહેશે સુવર્ણ,
પ્રાણાન્તે યે વિકૃત ન થશે ગુણ જે સજ્જનોનો !

---

**૫૧૬**

કન્યા ખરે છે ધન પારકાનું,
વળાવું એને પતિઘેર આજે;
સોંપી દીધી થાપણ પારકી મેં,
થયું હવે હળવું ચિત્ત મારું !

---

**૫૧૭**

'આજ જાય શકુંતલા !' હૃદયને આઘાત લાગે ઊંડો,
રોકું અશ્રુ બળે, રૂંધાય ગળું આ, આંખો બને બ્હાવરી;
હું યોગી, વનનો નિવાસી, પણ જો અસ્વસ્થ આવો બનું,
તો સંસારીની શી દશા થતી હશે પુત્રી જતાં સાસરે ?

---

**૫૧૮**

પુત્રી, શીળો સરવરે તવ પંથ હોજો,
ને ક્લેશ તાપ થકી રક્ષજો વૃક્ષછાંય;
હોજો સદાય પવનો અનુકૂળ શાન્ત,
હોજો સદૈવ તુજ પંથ અખંડ શિવ !



**૫૧૯**

અંગો ગળિયાં, માથે પળિયાં;
દાત ગયા, મોઢું બોખું,
ચાલે લાકડીના ટેકે,
પણ આશાઓ અકબંધ હજુ !

---

**૫૨૦**

ગાઓ ગીતા, નામ સહસ્ર,
ધ્યાઓ શ્રીપતિરૂપ અજસ્ર,
જોડો સજ્જનસંગે ચિત્ત,
દેજો દીનજનોને વિત્ત !

---

**૫૨૧**

ધનની તૃષ્ણા છોડ, બાપલા,
મનને પાછું વાળ, બાપલા,
નિજ કર્મે જે મળે તે થકી,
સંતોષે તું રહે, બાપલા !

---

**૫૨૨**

કલ્યાણ હો એ પ્રજા-પાલકોનું
જે ભૂમિને રક્ષતા ન્યાય માર્ગે,
ગૌ-બ્રાહ્મણોનું શુભ થાઓ નિત્ય,
ને લોક સર્વે સુખી હો સદાયે !

---

**૫૨૩**

તમે માડી મારી, પિતાયે તમે છો,
તમે બંધુ મારા, સખાયે તમે છો;
તમે મારી વિદ્યા, ધને યે તમે છો,
તમે મારું સર્વસ્વ છો, દેવદેવ !

**૫૨૪** સાગરનો ખડિયો કરી, ને પર્વતની કરી શાહી,
કલ્પતરુની લેખણી લઈ લખે શારદા માઈ;
પૃથ્વી કેરી પાટી પર, સદાકાળ, હે સાંઈ,
તોયે તારા ગુણનો પાર ન આવે કાંઈ !

---

**૫૨૫** તું એક જ શરેણ્ય, તું એક જ વરેણ્ય,
તું એક જ જગત્ રક્ષતો સ્વપ્રકાશે,
તું કર્તા, તું પાતા, પ્રહર્તા તું એક,
તું એક જ પરમ નિશ્ચલ નિર્વિકલ્પ !

---

**૫૨૬** નમીએ તને સત્ય, તું સૃષ્ટિ-બીજ,
નમીએ હે ચૈતન્ય, તું સૃષ્ટિ-પીઠ,
નમીએ તને બ્રહ્મ, અદ્વૈત તત્ત્વ,
તું મુક્તિદા, શાશ્વતી, સર્વવ્યાપ્ત !

---

**૫૨૭** જે કુન્દેન્દુ-તુષાર હાર-ધવલા, જે શુભ્ર વસ્ત્રાવૃતા,
જે વીણા-વરદંડમંડિત-કરા, જે શ્વેત પદ્માસના,
બ્રહ્મા-શંકર-વિષ્ણુ દેવ સઘળા જેને સદા વંદતા,
તે રક્ષો શ્રી સરસ્વતી ભગવતી જડતા હરી માહરી !



# સુભાષિત-સંહિતા ભાગ : ૨

## ૧. અનુષ્ટુપ

**૧** જેની પાસે નથી કાંઈ ધન વિના બીજું ધન,
સર્વ કંગાલમાં જાણો મોટો કંગાલ તે નર !

---

**૨** થવું છે ને સુખી તારે, તો બીજાને કરો સુખી,
દુઃખને ટાળવું છે ને ? તો બીજાનું હરો દુઃખ !
ક્ષમાની ચાહના છે ને ? તો બીજાને કરો ક્ષમા,
સમૃદ્ધિ પામવી છે ને ? તો દાતાર બની રહો !

---

**૩** દેવાની ચીજ છે માન, લેવાની એ કદી નહીં,
દેવાની ચીજ છે ઋણ, લેવાની એ કદી નહીં !

---

**૪** અદ્‌ભુત ચીજ છે જિહ્વા, લૂલી સાવ લૂલી જ છે,
જેવી લૂલી, વળી તેવી ક્રૂર ને એ કઠોર છે !

---

**૫** બીજાના શ્રમને જે દી' માનવી લૂંટતો થયો,
તે દી'એ તે પળે જન્મ કલિકાળ તણો થયો !

---

**૬** ભલે વડ તણો ટેટો નથી વડ થકી બડો,
આકાંક્ષા સેવવી તોયે સવાયા બાપથી થવા !

---

**૭** સ્વર્ગની લાલસાથી કે નર્કની બીકથી ડરી,
કરે જે પ્રાર્થના, તેનું સ્વર્ગ દૂર રહી જશે.

૮ નિચોવી પ્રાણને માતા વરસાવે જ સ્નેહને,
ભોગના ત્યાગમાં ભોગ જે માને ધન્ય તેહને !

૯ આશીર્વાદ સમી લાગે અષાઢે મેઘમંડળી,
અકાળે શાપ શી વાગે વર્ષાની એની એ ઝડી !

૧૦ વાવ્યું બી એક ખેડૂતે, બીજાએ ઘરમાં ભર્યું,
ભર્યું તે ઉંદરે ખાધું, વાવ્યું તે લક્ષધા થયું !

૧૧ દુઃખમાં સુખની આશા, સુખમાં દુઃખનો ભય,
આશા ને ભય એ બેમાં કોનો જય પરાજય ?

૧૨ ફૂલીને ફાળકો થઈને દુઃખને સુખ ગાળ દે:
'બળ્યામોંના, તને ના દઉં ઢૂકવા જ અહીં કદી !'
કહે દુઃખ : 'મથે છે તું મને જે રાખવા દૂર,
તે છિદ્રે હું પ્રવેશીને પદભ્રષ્ટ તને કરું !'

૧૩ જ્ઞાન અજ્ઞાનને કે'છે : 'હું તારાથી મહાન છું.'
કહે અજ્ઞાન : 'તારા આ શબ્દોમાં મારું માન છે !'

૧૪ કહે જૂઠ : 'અરે સત્ય, રૂપ તારું બતાડ તો !'
કહે સત્ય : 'બતાડું હું તું જરી ચૂપ થાય તો !'

૧૫ ચોંટી જે ગોળને કીડી મરે તોય ન છૂટશે,
ચોંટ્યો જે લોભને તેયે મરે તોય ન છૂટશે !



૧૬ કિનારે પ્હોંચવાની જો શ્રદ્ધા ના હોય હાડમાં,
હોડલી ઠેરની ઠેર રહેવાની એમ જાણજો !

૧૭ સૂર્યચંદ્ર ધરાને દે નિજનું ઉત્તમોત્તમ,
તો મારે શે ધરા-પુત્રે ન દેવું મારું ઉત્તમ ?

૧૮ જીભને દાંત કે' છે : 'હું તારા જેવો નથી ઢીલો,
દેખજે એક દહાડો હું તને મારીશ જાનથી !'
કહે જીભ : 'પૂછી જોજે જોષીને જરી આટલું:
'જીભની તુલનામાં છે મારું આયુષ્ય કેટલું ?'

૧૯ સદ્વિચાર તણો સાથ, સાચો સંગાથ એ જ છે,
બીજા સંગાથ સૌ ખોટા, દગો દે અણીની પળે !

૨૦ પ્રકાશે સૂર્ય મેલા પર, મેલું તે નિર્મળું બને,
મેલો સૂર્ય નથી થાતો; સજ્જનો સૂર્યના સમા !

૨૧ ઘડીમાં મૃત્યુ છે માની કરજો પાઠ-પ્રાર્થના,
'નથી મોત કદી' માની કરજો શુભ કર્મને !

૨૨ નિઃસ્વાર્થે કરતાં કામ, પ્રતીતિ થાય એટલી
કે પ્રભુ આપણા દ્વારા કામ છે આ કરી રહ્યો !

૨૩ વાંચવો ગ્રંથ એ રુડું, મનન એથી ય રુડું,
જીવવું એ પ્રમાણે એ રુડાથીય રુડું રુડું !

૨૪ યોદ્ધો ચકાસીને ધાર વખાણ તેગનાં કરેઃ
'સંહાર દુશ્મનો કેરો આનાથી ઝટ થઈ જશે.'
કહે તેગ : 'કરી જોને પારખું હમણાં જ તે,
કહે તો હું હણી નાખું તને જ ક્ષણવારમાં!'

---

૨૫ ફળદ્રુપ કરો પૃથ્વી રહી વ્હેતા નદી સમ,
અને ભરો નદીને યે તમે હિમગિરિ બની!

---

૨૬ ડૂબતા સૂર્યને દેખી હસે પુનમ-ચંદ્રમાઃ
'રડે છે લાલ આંસુડે કેવો સૂરજ ડોસલો!'
સૂણી સૂર્ય કહે : 'બાપુ, રડું હું એ નિહાળી કે
ઉછીનું તેજ ઓઢી તું હસી કેમ કરી શકે!'

---

૨૭ કાળો આ કોલસો તેયે સમૃદ્ધિ નિજની બધી,
પરાર્થે વિશ્વને દે છે, બળી રાખ બની સ્વયં!

---

૨૮ નહીં વય થકી કોઈ વસ્તુની શ્રેષ્ઠતા ઠરે,
લાખ વર્ષ જીવ્યો તોયે પથરો પથરો જ છે!

---

૨૯ શબ્દ ને અર્થનું યુગ્મ, જેવું ઉષ્મા ને અગ્નિનું,
પતિ ને પત્નીનું તેવું અખંડ યુગ્મ હો અહીં!

---

૩૦ અગ્નિ ભસ્મ કરી શુદ્ધ કરે સર્વ પદાર્થને,
દુઃખ તેમ કરે શુદ્ધ આપણા તુચ્છ સ્વાર્થને!



૩૧ 'તારાઓને કરું ઝાંખા' – ગર્વથી ચંદ્રમા વદે,
સદે કેમ કરી એને ઉછીનું તેજ પારકું?

---

૩૨ વર્ષાના સ્પર્શથી જેમ ઊગે દાણો દટાયલો,
વિઘ્નથી તેમ જાગે છે સુપ્ત શક્તિ મનુષ્યની!

---

૩૩ તપીને હલકું થાતાં ચડે આકાશમાં જળ,
તપીને દુઃખથી તેમ ચડે જીવનમાં નર!

---

૩૪ કૂવો નાનો, છતાં પાણી મીઠું દે સર્વનેય તે,
ભજે તેથી સહુ તેને, નહીં ક્ષાર સમુદ્રને!

---

૩૫ ભલે શેઠ ભલો તોયે દાસત્વ દાસને કઠે,
દૂધના ખાબડા માંહે માછલું ના રહે સુખે!

---

૩૬ દોસ્ત, તું કોકિલા પેઠે ટહુકો કર મીઠડો,
સૂણીને શોધતા તુંને આવશે રસિયા જનો!

---

૩૭ 'નથી' ને 'છે' તણી ચર્ચા સંસારે ચાલતી રહે,
'નથી-છે'ને નથી ચિંતા; બંને માત્ર હસ્યા કરે!

---

૩૮ ભુંસાશે હેમની ટાંકે લખ્યું પારસ પથ્થરે,
ભુંસાશે ના લખેલું જે હૈયે અનુભવાક્ષરે!

---

૩૯ સૂક્ષ્મદર્શક યંત્રેથી નવું પેદા નથી થતું,
કૂવામાં જો નથી પાણી, હવાડામાં ન આવશે.

૪૦ સૂર્ય કોઈ ક્ષિતિજે યે કદી અસ્ત થતો નથી,
ઊગ્યો ! ડૂબ્યો ! કહો એથી કશો ફર્ક થતો નથી !

૪૧ કેન્દ્રીભૂત રવિરશ્મિ ગાળી દે લોહનેય તે,
સંકલ્પ વીરનો તેમ હરાવે સર્વ વિઘ્નને !

૪૨ ઊંચેથી માનવી નીચે ભાવભ્રષ્ટ થતાં પડે,
કપાતાં દોર આભેથી પતંગ લોટતો ધૂળે !

૪૩ વાડનો થોર છેદાતાં દૂઝે છે દૂધ ઉજ્જવળું,
સજ્જનો સંકટે તેમ દૂઝતા સત્ત્વ નિર્મળું !

૪૪ વ્હેમની ગાડીમાં બેસી મૂઢ જે મલકાય છે,
ગાડી ભાગી જતાં તેના પગ જ ભાગી જાય છે !

૪૫ દૂધ નિર્મળ, કિંતુ જો વિષના પાત્રમાં ભર્યું,
વિષ રૂપ થવાનું એ, મૃત્યુ પીનારને વર્યું !

૪૬ ડૂબેલા હિમના પ્હાડો તોડે તોતિંગ નાવને,
લાલસા ધનની તેમ તોડે જીવન-નાવને !

૪૭ વાદળી જળને જેમ ઉરમાં રાખીને રહે,
સાધુઓ સત્ત્વને તેમ અંતરે રક્ષીને રહે !

૪૮ દાવાનલ કરે જેમ ભસ્મ ભીષણ રાનને,
ક્રોધ તેમ કરે નાશ નરનાં શાનભાનને !



૪૯ પઢાવો રામનું નામ, કાગડો પઢશે નહીં,
પીલો પાષાણ પ્રીતિથી તેલ નીકળશે નહીં !

૫૦ શ્વેત વસ્ત્રે પડે ડાઘ, કાળાને ડાઘ ના અડે,
બીવાનું નિષ્કલંકીને, કલંકીને ન કૈં નડે !

૫૧ લઘુ ઇંધણના સ્પર્શે અગ્નિ તુર્ત જ ચેતશે,
ગુરુ પાષાણના ભારે ચેતેલો અગ્નિ બૂઝશે !

૫૨ માગીને માન લેવું તે માન ના, પણ ભીખ છે,
હોંશથી વીણી આણેલી ઉકરડા તણી લીખ છે !

૫૩ કોઈનું કોઈ કાળે યે બળે કલ્યાણ થાય ના,
ફૂલનું મૂલ્ય ના જાણે તેને ફૂલ ધરાય ના !

૫૪ ગયું તેજ, ગયું માન, હોલાતાં આગ કાષ્ઠની,
રાખ ફૂંકે ઊડી જાશે, ચંપાશે પગ હેઠળે !

૫૫ યશની રાખીને તૃષ્ણા દોડે જે યશ પાછળે,
મૃગ જેમ મરે છે એ ઝાંઝવાં પૂંઠ દોડીને !

૫૬ લોહચુંબક લોઢાના પ્હાડને શકશે જીતી,
સોનાના કણને કિંતુ ચળાવી શકશે નહીં !

૫૭ સો સો હિમાલયો મોટા ડૂબશે મહાસાગરે,
પરંતુ તરણું નાનું મોજથી તરતું રહે !

૫૮ તૃણ નિર્બળ, તોયે એ સ્વપરાક્રમથી તરે,
આશરો લે શિલાનો, તો શિલા સાથે ડૂબી મરે !

૫૯ હાથથી બાણ છૂટ્યું તે હણે લક્ષ્ય, ન યે હણે,
શબ્દબાણ હણે કિંતુ લક્ષ્ય-માલિક બેઉને !

૬૦ પ્રકૃતિએ દીધું ઝેર, વીંછી રાખે તે પુચ્છમાં,
માણસે સરજ્યું પોતે ને રાખ્યું જીભ-ટેરવે !

૬૧ સર્પ તો કોકને ડંસે, ચડે ઝેર, ન યે ચડે,
ઈર્ષ્યાનું ઝેર તો સૌને કરે પીડા પદે પદે !

૬૨ વસ્તુનું મૂલ્ય અંકાશે વસ્તુના કાર્યથી જ તે,
ઘરોનો અગ્નિ તે પૂજ્ય, ગામ બાળે તે દુશ્મન !

૬૩ માનની કોટડીમાં જે પુરાયો માન રક્ષવા,
માન તેનો બની કાળ તેને જ ભરખી જશે !

૬૪ જ્ઞાનની આમ્રકુંજોમાં કોકિલા ટહુકા કરે,
આપણાં ચિત્તમાં તેના ગીતના પડઘા પડે !

૬૫ સૃષ્ટિના સિંધુના આરે ઊભો છે માનવી-બગ,
સ્વાર્થ ને દંભનાં મેલાં પાણીમાં રાખીને પગ !

૬૬ સંકોચી અંગ પ્રત્યંગ બેસી જે ઘરમાં રહે,
પિંજરે તે પુરાયેલો, આભ જોવા ન પામશે !



૬૭ પંખી સર્વ ઊડે આભે, મત્સ્ય સર્વ તરે જળે,
માનવી કેમ ના તેમ ધરાપુત્ર બની રહે ?

૬૮ જૂઠ પોતે જ પોતાના જૂઠને દે છતું કરી,
ને એ પોતે જ પોતાને બાંધી પ્હેરાવે બેડીઓ !

૬૯ પશુ સિંહ નહીં ચાહે અન્યે માર્યા શિકારને,
પરંતુ માનવી ચાહે અન્યનું જ પડાવવા !

૭૦ જીવતો લાખનો હાથી, મરીને દોઢ લાખનો,
મરી તેમ વધે મૂલ્યે તેને જ નર જાણવો !

૭૧ દેખો, જળ ભરી પેલી વાદળી વરસી જતી,
સીંચીને પૃથ્વીને સ્નેહે પોતે શૂન્ય બની જતી !

૭૨ લોક નિંદા કરે એવું કહી તું શીદને ડરે ?
નિંદાનું એવડું મોટું મહત્ત્વ શીદને કરે ?

૭૩ ચડીને છાપરે બોલે કાગડો, કોણ સાંભળે ?
છૂપી કોયલનો ટહુકો સાંભળી ચિત્તડું ચળે !

૭૪ થતાં જીર્ણ ખરે પર્ણ સ્વયં, વૃક્ષ નવાં ધરે,
વિચારો જીર્ણ જે મારા સર્વ તેમ ખરી જજો !

૭૫ નામશેષ કરે અગ્નિ બાળીને જેમ કાષ્ઠને,
ભક્તિ તેમ કરે ભસ્મ માનવીના કુ-ભાવને !

૭૬ આજ ને કાલનું મૂલ્ય ના થાયે આંકડા થકી,
કાલની મ્હોર ખોટી, ને આજનો ઢબ્બુ કીમતી !

૭૭ વિદ્યા-અમૃતના કુંભ ભર્યા ગ્રંથે શું કામના ?
વ્હેમ-વિષ તણા બુંદે મરે, જો, અહીં માનવી !

૭૮ હસે છે ધન, જ્યાં એનો માનવી સંઘરો કરે,
હસે પૃથ્વી, જહીં એનો ધણી થાવા એ બાખડે !

૭૯ ઈંડું ફોડી જુએ બચ્ચું એ છે હીન કુતૂહલ,
મથે જે જાતને જોવા એ જ શ્રેષ્ઠ કુતૂહલ !

૮૦ 'તુંબડા, તું નકામું ને પોલું માલ વિનાનું છે.'
'ખરું છે, બાપ, તેથી તો તારું છું હું અનેકને !'

૮૧ ફાવ્યા તો ખુશ થાવું ને થાવું નાખુશ નિષ્ફળે,
સંજોગોની ગુલામી એ, ન એમાં પુરુષાર્થ છે !

૮૨ લાચારી માંદગી કેરી એ તો એક સુગંધ છે,
સંસારે એ સુગંધીથી ગાર્હસ્થ્ય ઊજળું બને !

૮૩ ડાહ્યો કાને સૂણ્યું તેને સુધારે જોઈ આંખથી,
અતિ ડાહ્યો દીઠેલાને કરે છે ભ્રષ્ટ કાનથી !

૮૪ જે માને ભૂલને પાત્ર પોતાને તે નવું શીખે,
જે માને નિજને પૂર્ણ તે તો આપત્તિ નોતરે !



૮૫ કૃષિની સંસ્કૃતિ કેરો મુખ્ય આધાર ગાય છે,
ગાંધી બાપુ કહે : 'ગૌ તો કાવ્ય છે કરુણાતણું !'

૮૬ 'કરું હું પ્રભુનું કાર્ય' સમજી કાર્ય જે કરે,
પ્રસરાવે બધે પ્રીતિ, તેને ધર્મિષ્ઠ જાણવો !

૮૭ બે વાનાં ભૂલવાં સૌએ બને જે ઘડીએ જ તે,
પરની દુષ્ટતાને, ને પોતાના શુભ કાર્યને !

૮૮ કૃતજ્ઞ કે કૃતઘ્ન એ ? એ જાણી મારે કામ શું ?
મને સત્કર્મનો લાભ દીધો એનો હું ઋણી છું !

૮૯ ન થયો કે થશે એવો જન્મ આજ મળ્યો મને,
કશું શુભ કરું જેથી સુખ સંસારનું વધે !

૯૦ ઇષ્ટ એ કીર્તિને જાણો જે દોડે તમ પાછળે,
નેષ્ટ એ કીર્તિ જે તમને દોડાવે તેની પાછળે !

૯૧ કમાવું ને ધની થાવું નહીં એ મોટી વાત છે,
થવું એ ધનને પાત્ર એ જ તો મોટી વાત છે !

૯૨ ભક્ત દ્વારા પ્રભુ બોલે : 'ભલે તું ભૂલજે મને,
પરંતુ દીન ને હીન – ન એને કદી ભૂલજે !'

૯૩ 'ભણ્યો હું ખૂબ' એવું જે માને તે ગર્વથી મરે,
'ભણ્યો હું અલ્પ' એવું જે જાણે તે નમ્ર થઈ જીવે !

૯૪ ઊનો હાથ દઝાડે ને ઠંડો કાળો કરે કર,
દુષ્ટોનાં ક્રોધ ને કૃપા એવાં અંગારના સમાં !

---

૯૫ વાદળી જળને જેમ ઉરમાં ભરીને રહે,
તેમ તું સત્ત્વને તારા વર્તને ભરીને રહે !

---

૯૬ ગુમાવ્યું ધન ? તો, બાપુ, કશું યે ખોયું તેં નથી,
ગુમાવ્યું નામ ? તો, બાપુ, સાચવ્યું તેં કશું નથી !
ગુમાવી માનની માળા ? ગુમાવ્યું તેં કશું નથી,
ગુમાવી દાનની વેળા ? ગુમાવ્યું તેં બધું જ છે !

---

૯૭ બોખા બે – પૌત્ર ને દાદા રમે એક બીજા સહ,
ધન્ય એ ઘર જેણે આ મીઠડું દશ્ય દીઠડું !

---

૯૮ કૂવાનો કોશ પાણી પી કૂવામાંથી ઊંચે ચડે,
આલાપે એ ભર્યા હૈયે ગાન કેવુંક મીઠડું !

---

૯૯ પ્રભુ, હું તારી પાસેથી માગું છું બસ આટલું:
શક્તિ દે તારી ઇચ્છાને ઓળખું ને અનુસરું !

---

૧૦૦ માતાને બાળ સૌ વ્હાલાં, ન કોઈ અળખામણું,
ફેર માત્ર પડે છે એ વ્હાલના પ્રતિસાદમાં !

---

૧૦૧ આધાર પ્રભુ-શ્રદ્ધાનો રાખો કેવળ અંતરે,
સંજોગો બ્હારના એનો ન આધાર બની શકે !



૧૦૨ શ્વાસ તે પ્રાર્થના છે ને ઊંઘ તે શરણાગતિ,
શ્રમ તે દેવ-પૂજા ને કર્મ તે પરમા ગતિ !

---

૧૦૩ દુ:ખને કષ્ટને યે તે પ્રભુનું દાન માનવું,
પ્રભુએ જે દીધું તેને આનંદે અપનાવવું !

---

૧૦૪ સૂર્યનાં કિરણે જેમ નભે વેરાય વાદળાં,
સ્મિતની શક્તિથી તેમ વેરાઈ જાય સંકટો !

---

૧૦૫ કોઈની કોઈ ઇચ્છાથી કશું ક્યાંય થતું નથી,
સુખ ને શાંતિ તો માત્ર હરિ-ઇચ્છા સમર્પણે !

---

૧૦૬ જીવતા પ્રાણીનું માંસ કાઢી ખાવું, વધારવું
આપણા દેહનું માંસ – શું એ સજ્જન-લક્ષણ ?

---

૧૦૭ જીવતાનું કરી મડદું ખાવું, ને પેટની મહીં
એની કબર કરવી તે – શું એ સજ્જન-લક્ષણ ?

---

૧૦૮ જીવો એવું કે સૌ પૂછે તમારા તાતમાતને;
'કયા પુણ્યે તમે પામ્યાં આવા સંતાન-રત્નને ?'

---

૧૦૯ પરાર્થે માગનારાને દેખી ભીડે જે બારણાં,
ભિડાય તે ક્ષણે ત્યાં જ દ્વાર તેના જ ભાગ્યનાં !'

---

૧૧૦ બની ક્રૂર સુણાવી દે, કડવાં વેણ મિત્રને,
વાળે સત્પથે એને, તેને જ મિત્ર જાણવો !

૧૧૧ પુષ્પની પ્યાલીની માંહી પ્રસાદ પ્રભુનો ભર્યો,
ના એ પ્રસાદને, બાપુ, ધૂળભેગો કદી કરો !

૧૧૨ ન વીંધો પુષ્પને સોયે, ન એને મસળો કરે,
ન એને કચડો પાયે, ન એને તુછકારજો !

૧૧૩ મને જેમ ગમે મારી જીવવું માતૃભૂમિમાં,
પુષ્પને ય ગમે તેમ જીવવું એની ભૂમિમાં !

૧૧૪ ગમે છે જીવવું જેમ મને, તમને, સર્વને,
પુષ્પને પર્ણને યે તે ગમે છે તેમ જીવવું !

૧૧૫ ન ડસે કે નહીં ડંખે, સૌને સ્નેહ સુગંધ દે,
એવાં જે પુષ્પને પીડે, પ્રભુ રીઝે શું તે પરે ?
ન નડે કે લડે કો'ને, સૌને રંગસુગંધ દે,
એવાં જે પુષ્પને પીડે, પ્રભુ રીઝે શું તે પરે ?

૧૧૬ અસત્કર્મ બન્યું બી, ને દટાયું ભોંયમાં ઊંડે,
ભુલાયું, કોઈ ના જાણે કે એ ત્યાં કદીયે હતું;
ઓચિંતું ત્યાં ફૂટ્યું પર્ણ, વધીને વૃક્ષ એ થયું,
દેખી કર્તાતણું હૈયું તોબા ! તોબા ! કરી રહ્યું !

૧૧૭ બાળને માતૃકૃપા કંઈ માગવી પડતી નથી,
કદીયે એ વિશે એને શંકાયે ઊઠતી નથી;
તેવું પ્રભુકૃપાનું યે, રહે નિર્ભર જે સદા,
અનન્ય ભાવ રાખીને, તે પામે પર-સંપદા !



૧૧૮ સમર્પણ અધૂરું તો કદાપિ હોઈ ના શકે,
જો સંપૂર્ણ નથી, તો એ જાણો કે કશું યે નથી !

૧૧૯ પૂર્ણ વિરામ ના મૃત્યુ, એ તો અલ્પ વિરામ છે,
જે આ સત્ય ગયો જાણી તેનું જીવન ધન્ય છે !

૧૨૦ ગૃહિણી ઘરનો પાયો, બાળ તે ઘરની ધજા,
આતિથ્યે આંગણું રૂડું; ધન્ય એ ઘર-રાજ્યને !

૧૨૧ રતી ગર્વ કરે નાશ લાખ મણ સ્વમાનનો,
આગનો તણખો નાનો બાળી દે મોટી ગંજીને !

૧૨૨ ખાધું ફળ, દીધો ફેંકી ઠળિયો તુચ્છ જાણીને,
કિંતુ એ ઠળિયે છૂપી શક્તિ વૃક્ષ થવા તણી !

૧૨૩ રંગમંચે થતા ખેલો, હું એનું એક પાત્ર છું,
શોધું હું એ મદારી જે મને આમ નચાવતો !

૧૨૪ હીરો શ્રીમંતના ઘેરે પુરાઈ કેદમાં રહે,
કોલસો રંકને ઘેરે ઈંધણું બની હૂંફ દે !

૧૨૫ વીર રક્ષા નહીં માગે, નહીં માગે સલામતી,
રક્ષા એની ભુજાઓમાં; સાહસે જ સલામતી !

૧૨૬ ભલેને વાદળાં નાનાં, કિંતુ દુષ્કાળને હરે,
ભલેને કામઠું વાંકું; તીર તો લક્ષ્યને વરે !

**૧૨૭** માગે ને માન પામે તે માન ના, અવમાન છે,
ઉપેક્ષામાં જે આનંદે તેની તો બડી શાન છે !

---

**૧૨૮** પ્રભુએ બુદ્ધિ દીધી છે માનવીને કૃપા કરી,
જેથી જાણી શકે કે એ જાણતો કશું યે નથી !
કિંતુ એ બુદ્ધિના જોરે માનવી ચાલબાજ થઈ
કરે ઇન્કાર પ્રભુનો જ ! પ્રભુ કેવો ઉદાર છે !

---

**૧૨૯** લાશ થઈ ગુલનું ફૂલ પેલું ખૂણે પડેલ છે,
લાશ તો લાશ છે, તો યે એમાં રંગ-સુગંધ છે !
જોઉં છું લાશ મારી યે આંગણામાં પડેલ છે,
જરીકે રંગ છે એમાં ? શું કંઈકે ય સુગંધ છે ?

---

**૧૩૦** તારી બંસીનો બોલ સુણાયા કરે,
મારું ચિત્ત એ સૂણી તણાયા કરે !
મારે દિન નથી,
મારે રાત નથી,
મારે સંધ્યા નથી
ને પ્રભાતે નથી,
મારે આજ નથી,
મારે કાલ નથી,
મારે હુંયે નથી,
મારે તુંયે નથી,
મારે કૃષ્ણ સિવાય કશુંય નથી !



## ૨. વિવિધ છંદ

**૧** ન રાખું આશા કદી કોઈ પાસ,
કરી શકે કોણ મને નિરાશ ?

---

**૨** તું કામને બાંધ ખીલે, અને જો,
બંધાય તારે ઘર કામધેનુ !

---

**૩** હિંસા વિશે ઘોર કુરૂપતા છે,
સૌંદર્ય તો માત્ર જીવાડવામાં !

---

**૪** અસત્યનાં આભરણો તજીને
ધરો તમે વલ્કલ, તાત, સત્યનાં !

---

**૫** દટાય દાણો મળમાં, અને સડે,
મરે સ્વયં, જીવન અન્યનું ઘડે !

---

**૬** તમે હસો તો દુઃખ જાય ભાગી,
તમે રડો તો દુઃખ જાય જામી !

---

**૭** જેને તું ખોળે અહીં મંદિરોમાં,
ખોળે તને એ તહીં ઝૂંપડાંમાં !

---

**૮** સંસાર તો કાજળ કેરી કોટડી,
ડાઘા વિના જીવવું એ કળા બડી !

૯ મનુષ્યનાં કર્મની કાલિમાને,
સમર્થ ધોવા લઘુ અશ્રુબિંદુ !

૧૦ ન સત્યનું દાન કદી થઈ શકે,
મથે જ તે સત્ય સ્વયં બની જશે !

૧૧ અજાણમાં કીધ અયોગ્ય કર્મ,
સભાન તેનો ફલભોગ ધર્મ !

૧૨ કાપી ચૂસી પીસીને કૂચા કરે,
છતાં તને શેરડી તો રસે ભરે !

૧૩ બિંદુ ઢળી સિંધુ વિશે સમાય,
અનંતનું ગાન અખંડ ગાય !

૧૪ ચઢું, કદી ના પડું – નહીં ગૌરવ એ,
પડું, પડું ને ચઢું – ખરું ગૌરવ એ !

૧૫ હું સૃષ્ટિના અતલ સિંધુનું માત્ર બિંદુ,
બિંદુ વિશે પણ પ્રસુપ્ત વિરાટ સિંધુ !

૧૬ તપાવી બાળી ગાળી ઢાળી આ સુવર્ણનું
બનાવ, તાત, નાણું તારી ટંકશાળનું !

૧૭ પહાડશિરે ઉગવા થકી ન બાવળ ગિરિપતિ થાય,
ધનઢગલે બેઠા થકી નહીં નર ધનપતિ થાય !



૧૮ દુશ્મન કોઈ ન મારે એવો મિથ્યા શાને ગર્વ કરે ?
દુશ્મન તું જ પરંતુ તારો, તું તારા 'તું' થી જ મરે !

૧૯ કોઈ પ્રકાશ ન લે કે લે એ ચિંતા કરે ન દીવો,
નિજ ધર્મે દૃઢ રહી, બળી પર–કાર્ય કરે મરજીવો !

૨૦ બધાંય વહાણ ન આવે પાછાં સોના-રજે લદાઈ,
તોય ઉપડવું એ જ ખરું છે, રહેવું નહીં ભરાઈ !

૨૧ વાદળ નાશ કરે ના રવિનો, પણ ઢાંકી તો દે છે,
હાર્યો દ્વેષી સામા જણ પર આળ ચડાવી દે છે !

૨૨ 'મારું, મારુ !' કરે તેહને 'મારું' મારે છે,
'તારું, તારું !' કહે તેહને 'તારું' તારે છે !

૨૩ પારકા ધનથી ડરનારાને કોઈ શકે ના ડારી,
સોના–મેરુ કરતાં એનું એક તણખલું ભારી !

૨૪ દોષ સ્વયંનો દેખે નહિ ને કરે બીજા પર રોષ,
ઘાસ પર બેસી હુક્કો પીએ ને તણખાનો કાઢે દોષ !

૨૫ લોભની આંખો કાયમ સઘળે સોનું સોનું દેખે,
એકડો ભૂલી મીંડાં સંઘરે, લાખે લેખાં લેખે !

૨૬ 'જો' ને 'તો' પર કરી સવારી દે નોબત પર ડંકા,
નોબત એની જાય ફૂટી ને ધૂળ થાય એની લંકા !

૨૭ મોટાપણના અહંકારમાં જો બે પર્વત લડે,
કંકર થઈને પડે ભોંય પર, તરણું માથે ચડે !

૨૮ સુખદુઃખ બે ચરણ દેવના, એક પીછે એક જાય,
એક થકી નહિ ચાલે, એ તો બેઉ મળી એક થાય !

૨૯ 'આ સોનું છે' એમ કીધે પિત્તળ સોનું નહિ થાય,
જાણવાવાળા તો જાણે છે; ઠેકડી એની થાય !

૩૦ કહે શહેર : 'હે ગામડા, તું તો જંગલી જેવું જીવે !'
કહે ગામડું : 'હું જાણું તું છાનું છાનું રૂએ !'

૩૧ લોભના પોલા મોભની ઉપર મંજિલ ચણશો નહીં,
સોનાની મરઘી ખોઈ બેસી મૂરખ બનશો નહીં !

૩૨ કાણી કુલડીમાં નહિ રહેશે છાંટાભારે પાણી,
અહંકારમાં રહે શી રીતે સમતા કેરી વાણી ?

૩૩ શંકર માથે ફૂલ ચડે તો ધૂલિ ફૂલે જાય,
ફૂલ પડે જો ભોંય પરે તો ફૂલની ધૂલિ થાય !

૩૪ વણથંભે આગળ વધનારો નિશાન જીતી જાશે,
કાચબા સાથે દોડમાં આળસુ સસલો હારી જાશે !

૩૫ છેતરનારો ફુલાય કે હું ભારે અક્કલવાળો,
પણ એની એ અક્કલમાં દુર્દૈવે બાંધ્યો માળો !



૩૬ આજનો તાંબિયો સાચો, મારે કાલનો રૂપિયો ખોટો,
કાલનો સૂરજ નાનો, મારે આજનો દીવડો મોટો !

૩૭ ખોબે ખોબે વચનો દે તે કદી કશું નહિ કરશે,
બે મૂગા બળદો માણસને ખેતર ખેડી દેશે !

૩૮ સત્ત્વ વિહોણી આકાંક્ષામાં કોઈ ન જીવી શકશે,
પોતાને પડછાયે શું કોઈ વિસામો લઈ શકશે ?

૩૯ જે માથું અક્કડ રહેશે તે ધૂળ ભેગું થઈ જાશે,
પવન પછાડે વૃક્ષોને, તરણાંને હાલો ગાશે !

૪૦ હાથી જેવડો થશે તોય ઉંદર બિલ્લીથી બીશે,
ઢાલ ઉછીની મળશે, કિંતુ કાળજું ક્યાંથી મળશે ?

૪૧ ખાતર પાણી બદલો, પણ જો બી એનું એ રહેશે,
તો જે વાવ્યું તે જ ઊગશે, જવની વરી ન થાશે !

૪૨ ચોંટે એવો રંગ અંગને એક સંગનો રંગ,
બીજા રંગ સૌ ઠાગાઠૈયા, કરે રંગમાં ભંગ !

૪૩ આશ્રય મોટાનો લે તો થાય, નાનાનું યે નામ,
ધજા ફરફરે મંદિર માથે, સૌએ કરે પ્રણામ !

૪૪ તુચ્છ જીવ લે જેનો આશ્રય તેનું ભૂંડું કરે,
જેના પૂંછડે બેસે માખી તેને ચટકા ભરે !

૪૫ સારું કામ હમેશાં સારું, સારાનું ફળ સારું,
સારાનું સારું કરવું તે સૌ સમજે તો સારું !

૪૬ ખોટું પોતે બૂમો પાડી નિજનું ગૌરવ ગાય,
ચિતરામણનું પાણી કિંતુ કેમ કરી પિવાય ?

૪૭ જે જ્વાળા અજવાળું આપે, અંધારાને કાપે,
આંખ મીંચી રાખો તો ઘરને ભસ્મ કરે શાપે !

૪૮ સોનાથી કંજૂસ નહીં શ્રીમંત થવાનો,
થોડામાં સંતુષ્ટ કદી નહીં રંક થવાનો !

૪૯ જરી ખુશામતની ફૂંકે જે ફુગ્ગા જેમ ફુલાય,
ફૂંક ધીમી થાતાં ફસ દઈને મરવાનો એ થાય !

૫૦ સેવાવાળો સેવા કરશે, માનપાન નહીં માગે,
માથે ધોકા પડે તો ય તરુ ફળ દેવું નહિ ત્યાગે !

૫૧ હું વિશ્વના શતરંજનું છું સોગઠું,
અણદીઠ હાથ પૂરે મને લઈ ચોકઠું !

૫૨ નબળો નિંદા કરે તેથી ના ગુણીના ગુણ જાય,
શિયાળ નિંદા કરે તેથી કંઈ દ્રાક્ષ ન ખાટી થાય !

૫૩ ત્યાગની કાતર વડે તું ચીર ચાદર એશની,
થાશે સુખી સંસાર ને થાશે કૃપા પરમેશની !



૫૪ ધન્ય સીવણના દોરા, તારો સ્વાર્થત્યાગ અણમૂલ,
રિસાયલાં બેને સાંધ્યાં તેં, સ્વયં બની જઈ ડૂલ !

૫૫ પ્રભુએ દીધા હાથ – દાન દેવા ને જશ લેવા !
પ્રભુએ દીધો દેહ – માન દેવા ને જ્ઞાન લેવા !

૫૬ સૌથી શ્રેષ્ઠ સુવર્ણ, તેની પરીક્ષા આગમાં,
સૌથી શ્રેષ્ઠ મનુષ્ય, તેની પરીક્ષા ત્યાગમાં !

૫૭ સલાહ આપે તે નહિ શાણો, સલાહ લે તે શાણો,
તકિયે લેટે તે નહિ રાણો, તકિયો ઘડે તે રાણો !

૫૮ આંખ તમારી છોને દુનિયાભરને દેખે,
પણ પોતાને દેખે નહિ, તો શું એ દેખે ?

૫૯ સાદાઈનું છે રૂપ નિરાળું, શ્રીમંત તે શું જાણે ?
વિલાસ-રણનાં આંજી દેતાં ઝાંઝવાંને એ માણે !

૬૦ છળ-કપટ પર સિદ્ધિનું મહાલય ન રચાશે,
જાંબુ કહ્યેથી કોલસા તારા ન વેચાશે !

૬૧ નાની વસ્તુ નથી નજીવી, બીમાં વૃક્ષ સમાણું,
કક્કાના અક્ષર ભેગા થઈ સરજે કેવું ગાણું !

૬૨ માટીનું આ માનવપ્રાણી, માટીની આ દુનિયા,
માટી પર માટીના હકથી ગભરાવું શીદ, ભૈયા ?

૬૩ યશની ગંગા અવતરશે તપ કરશે જો તું કાઠાં,
બાકી તો છે ચારે કોરે સૂકી નદીનાં ભાઠાં !

૬૪ ત્યાગ વિના જનતાની સેવા કેમ કરીને થાશે ?
સ્વારથની કાણી કુલડીમાં સ્નેહ શી રીત ભરાશે ?

૬૫ વર્તે બીજા શી રીત તો ગમે તને,
તું તે રીતે સર્વની સાથ વર્તજે !

૬૬ અસત્યની છાંયની શાન્તિથી તો,
રૂડી અશાન્તિ સતના હુતાશની !

૬૭ અગ્નિ કેરા સંગથી, કાષ્ઠ રાખ થઈ જાય,
તેમ શસ્ત્રના સંગથી માનવ દાનવ થાય !

૬૮ મીલોનાં ભુંગળાં ભક ! ભક ! ભક !
બળે જાણે કાળજાં ધક ! ધક ! ધક !

૬૯ મનના મોટા નાનાનું પણ કરશે મોટું મૂલ,
પર્વત માથે તૃણ રાખે ને ધરતી રાખે ધૂળ !

૭૦ મોટાની જો લાત મળે તો એ પણ મોટી વાત છે,
લાત પૂંઠે મોટાના મનનો મળી રહ્યો સંગાથ છે !

૭૧ રાખી મીઢું મૌન ને ભાખી સૂકાં વેણ,
ભીંજવશો ના કોઈએ માતપિતાનાં નેણ !



૭૨ 'ભલું થજો સૌનું' બોલે તે જીભે શારદા વાસ,
ભલે અભણ, એની વાણીમાં વિદ્યાતણો ઉજાસ !

૭૩ તે નર ઉત્તમ જે વડીલોને પૂછી સમજી કામ કરે,
તે નર મધ્યમ જે પોતાના મનથી સમજી કામ કરે,
તે નર અધમ બીજા જણની જે ઇચ્છાપૂછી કામ કરે,
તે અધમાધમ જે પૂછ્યા વિણ કે સમજ્યા વિણ કામ કરે !

૭૪ વર્ષાની ધારાને વળગીને કૂદતાં
કેમ કરી ગગને ચડાશે ?
દલિલોનાં દોરડાંને વળગીને ઠેકતાં
કેમ કરી હરિને પુગાશે ?
શ્રદ્ધાનો દોર બાંધી મનના પતંગને
પ્રેમના ગગનમાં ચગાવો,
સંતોની વાણીના યમુના-કિનારે
મૌન તણી બંસી બજાવો !

૭૫ ખરચ્યે દીધે ખૂટી જશે રે,
હિસાબ એવા શા કરવા ?
અરે, પછી શું થાશે મારું ?
ઉચાટ એવા શા ધરવા ?
બંધુ, તારા દિલમાં રત્નો
તણા સમુદર સાત ભર્યા,
ખોબે ખોબે દેતો જા, તું,
તને પ્રભુએ હાથ કર્યા !

૮૬

જ્ઞાન તણી ગાગરનો ઝાલીને કાંઠલો
તું ગંગાનાં પૂર તરી જાશે,
પણ અહંના હીરલાને બાંધીને ડોકમાં,
તું ચંબૂડીમાં ય ડૂબી જાશે !

---

૮૭

વીર, તારું શૌર્ય કયાં ? શમશેરમાં ?
તો શૌર્ય ના એ તારું, એ શમશેરનું !
જયી, તારો જય શું કત્લે આમમાં ?
તો ન જય તારો એ, કિંતુ ખૂનનો !

---

૮૮

લડે પરાજયની સામે જે ખરો તે જ લડવૈયો,
ઘડે પ્રજાનાં હાડ હિંમતે ખરો તે જ ઘડવૈયો,
તરે પ્રતિષ્ઠાનાં પૂર સામે ખરો તે જ તરવૈયો,
કરે કાળની ક્રૂર ઠેકડી ખરો તે જ કરવૈયો !

---

૮૯

જીભ સહુને, તોયે સઘળા વક્તા બની શકે ના,
હાથ સહુને, તોયે સઘળા ગ્રંથો લખી શકે ના,
આંખ સહુને, તોયે સૌ જોવાનું જોઈ શકે ના,
મન ખાલી તો સઘળું ખાલી – મડદું રોઈ શકે ના !

---

૯૦

ખૂણેખૂણાનું અજવાળું હરનારો દીપક
હરી શકે ના નિજની છાયા કાળી,
અહો, તથાપિ નાનકડો ઘર કેરો દીપક
કરી દેય છે રાત્રિને રઢિયાળી !



૯૧

માણસની મોટાઈ નથી ગજ લેઈ મપાતી,
કાતરથી મતભેદની સીમા નથી કપાતી,
કપડાંથી માણસની ઇજ્જત નથી જણાતી,
આંકડાથી કીર્તિની કિંમત નથી ગણાતી !

---

૯૨

જો દિલ ખુશી તો સૌ ખુશી,
જો દિલ દુ:ખી તો સૌ દુ:ખી;
જો દિલ તમારા હાથમાં,
તો દુનિયા તમારી બાથમાં !

---

૯૩

આનંદના મસ્ત વિરાટ સિંધુમાં,
મારી છૂટી આ અતિ ક્ષુદ્ર નાવ,
સુકાન ના, માર્ગ ન, ના વિરામ,
ડૂબી જવાનો બસ એક લ્હાવ !

---

૯૪

'હે કાષ્ઠ, તું ધન્ય ! પરાર્થ તું બળે,
તેથી તને સર્વની વંદના મળે !'
હસી કહે કાષ્ઠ : 'પરાર્થ શું વળી ?
હું માત્ર જીવું નખશિખથી બળી !'

---

૯૫

વૃક્ષ રડે ચોધાર : પાનખરે આ શું કર્યું ?
ધ્રૂજે થરથર રોમ, ગાત્ર બધું વરવું થયું !
વીત્યા દિન બે ચાર, વૃક્ષ નવાં પર્ણે ભર્યું,
મનમોહન એ રૂપ, ફૂલેફળે નેમણું થયું !

૯૬ ‘હે નાથ ! આ કૃતિ અહીં તુજ શી વિચિત્ર,
મિત્રો બને ઘડી મહીં રિપુ, શત્રુ મિત્ર !’
‘હે માનવી, સકળનો ન હું, તું જ કર્તા,
તું પુણ્યનો હિમગિરિ, તું જ પાપ-ગર્તા !’

---

૯૭ આટામાં લૂણ જેવો થા તું,
કણે કણે પ્રસરી જા,
સર્વ તણી સેવામાં ડૂબી
સ્વયં સર્વમય થઈ જા !

---

૯૮ પરના ઘા માથા પર ઝીલી,
પરનાં દુઃખો ઝીલી અંગ,
કાંટાની પાવડીઓ પ્હેરી
ચાલે તેનો કરજે સંગ !

---

૯૯ વગર વિચાર્યું કશું ન કરવું,
આળસ પણ નહીં કરવું,
ઉતાવળે ના કરવું કંઈ,
પણ સાહસથી નહીં ડરવું !

---

૧૦૦ દિવેટ જાતે બળીને પ્રકાશ દે,
પુષ્પો સ્વયં દંશ ખમી સુવાસ દે;
દાણોય જાતે મરીને અનાજ દે,
ને માનવી એ લૂંટીને ગુમાન લે !



૧૦૧ શરીરનું આ અતિ ક્ષુદ્ર કોડિયું,
સ્વીકારજે, ભેટ ધરું, દયામય,
રુવે રુવે તું સળગાવજે શિખા,
બળી બળીને બનું હું પ્રભામય !

---

૧૦૨ ટિપાય તો મૃણ્મય ઘાટ થઈ શકે,
દટાય તો વૃક્ષ બીનું બની શકે,
સુકાય તો બિંદુ નભે ચડી શકે,
શું થાય તો માનવી દેવ થઈ શકે ?

---

૧૦૩ ભલે નહીં સાગર હું તરી શકું,
ભલે નહીં પર્વત હું કૂદી શકું,
પરંતુ આ જીવનકેડીએ હું
ધીરેથી મારાં પગલાં ભરી શકું !

---

૧૦૪ હું વિશ્વનો મસ્ત મહાન શિલ્પી,
પળેપળે માંડું નવીન શિલ્પ,
બીજા ઘડે અન્યને, હું ઘડું મને,
બીજા ઘડે પથ્થરને, હું પ્રાણને !

---

૧૦૫ લડે રડે ને વિખુટાં પડે, ઘડી
પછી મળે બાળક સર્વ પ્રીતે,
ભૂલી બધો દ્વેષ, ઘમંડ, ગર્વ
તમે-અમે જીવશું એવી રીતે ?

૧૦૬ સૌનો કચરો ભક્ષીને એ સૌને ચોખ્ખાં રાખે,
કચરા-પેટી ગાળ ખાય પણ સૌનું સારું ભાખે !

૧૦૭ મોતથી બીને મોં ફેરવે તે મોતને દેખે સામે,
મોતની સામે લડે મર્દ, તે જીતે ને જશ પામે !

૧૦૮ નાનો થઈ જે સેવે સૌને, તે નર જાણો જ્યેષ્ઠ,
દુઃખના ઘણ માથા પર ઝીલી ટકી રહે તે શ્રેષ્ઠ !

૧૦૯ નવું શૃંગ થતાં માથે. તોફાન વાછડો કરે,
જન્મતાં ધનનું શૃંગ મનુષ્ય મારકણો બને !

૧૧૦ ઊંચું શિખર નિરાશાનું,
ત્યાં આશા નિજ મંદિર રચે,
કાળી ઘોર અમાવાસ્યામાં,
પૂર્ણિમા સંતાઈ રહે;
આપત્તિની ઊંડી ખીણમાં
સંપત્તિની નદી વહે !

૧૧૧ ખંડ ખંડમાં મ્હેકે આજે સ્વતંત્રતાનો વાયુ,
એ વાયુના શ્વાસ માત્રથી નિર્જીવ પામે આયુ;
એ આયુની ધરો અંજલિ માના ચરણે ચરણે,
સુખી થજો, મા, તારાં છોરુ ભલે અમારાં મરણે !
રાજ આપણું, તાજ આપણો, આપણી ભારત માતા,
ભારતના બલવાન ભાવિના આપણે ભાગ્ય - વિધાતા !